


વેચનાર-બુકસેલર જદુલાલ નારણદાસ નડીઆદ.

ગુજરાતી કોપીરાઇટવાળા પુસ્તકમાં આવેલાં ૧૬ ચીત્રોની

## અનુક્રમણિકા.

| | |
|---|---|
| (૧) શ્રી વિષ્ણુ | (૯) શ્રી લક્ષ્મીદેવી |
| (૨) શ્રી કૃષ્ણ અને ગાય | (૧૦) મહાત્મા તુલસીદાસ |
| (૩) રાધા સ્વપ્ન દર્શન | (૧૧) શ્રી મહાદેવજી |
| (૪) સત્યનારાયણ | (૧૨) સ્વામી વીદ્યાનંદજી |
| (૫) શ્રી નાથજીબાવા | (૧૩) શંકરનુ તપ |
| (૬) ગોવરધન પર્વત. | (૧૪) બાલમુકુંદ |
| ગોપ-ગોપી-કૃષ્ણ. | (૧૫) શેષશાઇ ભગવાન |
| (૭) યશોદા ગૌદોહન | (૧૬) નૃસીંહાવતાર |
| (૮) શ્રી સરસ્વતીમાતા. | |

શ્રી રામચંદ્રજીના પરમ મહાન ભક્ત

# મહાત્મા તુલસીદાસ

સંપુર્ણ-સુબોધક-નીતિથી ભરપુર વાર્તા

—: લેખક :—

બ્રહ્મર્ષિ નારાયણ વિશ્વનાથ શર્મા (વાંસવાડા)

ની પાસેથી યોગ્ય બદલો આપી સર્વ હક્ક ખરીદ કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

બુકસેલર કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સ

સ્વામીનારાયણના મંદિર પાસે મુ૦ નડીઆદ



કીંમત આઠ આના

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ પ્રકાશકને માટે છાપ્યું.

# ❖ પ્રભુ પ્રાર્થના ❖

રાગ કલ્યાણ

પ્રિયતમ પ્રભુ કરીએ વંદના (૨)
જય ઘોષ સહિત આનંદના—પ્રિયતમ૦

આપ પ્રભો અમ બાલક પાલક (૨)
સાચું ધન અમ રંકના—પ્રિયતમ૦

પ્રાણ પ્રાણના છો આપજ સાહ્યક (૨)
છો સાથી ભવ અંતના—પ્રિયતમ૦

શુભ જોનારા આપ ન જોશો (૨)
દોષો આ મતિ મંદના—પ્રિયતમ૦

સત્તા રૂપે વિશ્વ સકલમાં (૨)
વ્યાપક આપ નિરંજના—પ્રિયતમ૦

અમ સત્તા ધન અમને આપો (૨)
બાલક અમે શ્રીમંતના—પ્રિયતમ૦

નિજ સત્તા બલ અધિક પ્રકાશો (૨)
(જેથી) કરતું રહે આક્રંદના—પ્રિયતમ૦

નરહરિ સત્તા સ્વરૂપે પ્રગટો (૨)
હૃદયે સાધક સંતના—પ્રિયતમ૦

(સત્સંગ મંડળ—નડીઆદ)

આવૃત્તી ૪ પ્રત ૧૫૦૦ સન ૧૯૩૦

# મહાત્મા તુલસીદાસ

## પ્રકરણ ૧.

### કલિયુગનું કારમુ કૌતુક.

#### રાગ-શશીકાન્ત મારા હાલમની.

કૈલાસ મધ્યે એક દીન બેઠાં હતાં શીવ પાર્વતી,
ચંદ્રના ચળકાટથી રજની રૂપેરી ભાસતી,
ગંગા અનેરાં નીરથી ગીરિ શૃંગને દીપાવતી,
સુગંધથી ભરપુર વાયુની લહેરો આવતી,

એવા આનંદમય કૈલાસમાં શંકર ભગવાન પાર્વતીજીની સાથે જ્ઞાન ગોષ્ટિ કરી રહેલા છે તેવામાં અચાનક જર્જરીત દેહધારી પુરૂષ એક નવ યૌવના મુગ્ધા સાથે આક્રંદ કરતાં આવી પહોંચ્યાં. તે વૃધ્ધ પુરૂષે રૂદન કરતાં વીનિત સ્વરે કહ્યું:-હે શંભુ પાશુપતિ! અમો હવે ક્યાં જઇયે. સૃષ્ટિમાં વસવાનાં હમારાં સર્વ શ્રેષ્ટ સ્થાન નષ્ટ થઇ ગયાં. હે પ્રભુ

જગતમાં હમારૂ એક પણ આશ્રય સ્થાન ન રહેવાથી આપની પાસે આશ્રય મેળવવાની આકાંક્ષાથી હે દયાળુ ! હમો આપને શરણે આવેલ છીએ.

### રાગ—ઉપર મુજબ

શંભુ—શંભુ હસી તવ બોલીયા કહો કોણ ક્યાંથી આવીયાં.
પુનીત પગલાં આપનાં મમ ધામને દીપાવીયાં,
શા દુઃખથી દુર્બળ તમો કહો કેમ આવા થઇ ગયાં,
વૃદ્ધ—અમ વીનતી છે વિપત્તિ કાપો ધરી દીલમાં દયા.

તે વૃધ્ધ પ્રવાસીએ કહ્યું હે શંભુ ! આ યુવાન મ્હારી માતા છે અને હું વૃધ્ધ હોવા છતાં તેનો પુત્ર છું. આ સાંભળી શીવ—પાર્વતી અને સર્વ ગણો હાસ્ય કરવા લાગ્યાં, અને અરસપરસ કહેવા લાગ્યાં, આ શું કહે છે. શું આ વૃદ્ધને ચીતભ્રમ થયો છે; કે આપણી હાંસી કરે છે. આવું સાંભળી ગણોના નાયક વીરભદ્રે કહ્યું:—હે વૃદ્ધ ! સત્ય કહો ! આ હાંસી—મશ્કરી કરવાનું સ્થળ નથી. તમો આવી દુર્બળ સ્થિતિના કોણ છો ? અને અત્રે આપનું આવાગમન શાથી થયું છે તેવું સાંભળી તે સુંદરીએ કહ્યું:—

સુંદરીઃ—હે વીરભદ્ર ! હું પ્રભુને પ્રિય એવી ભક્તિ છું. અને આ વૃદ્ધ મ્હારો પુત્ર ધર્મ છે. અને કળિયુગના પ્રભાવથી અમારી આવી દુર્દશા થઇ છે. કળિયુગના અવળા ન્યાયથી માતા યુવાન અને પુત્ર વૃધ્ધ થયો છે. સત્ય, ત્રેતા

અને દ્વાપરમાં હુમારાં સન્માન બાળકથી વૃદ્ધ પર્યંત કરતા હતા. ગ્રહમાં કે જંગલમાં જહાં જોઇએ ત્યાં હુમારાંજ આદરમાન હતાં. જ્યારથી સૃષ્ટિ ઉપર કળીયુગે પોતાનો અમલ જમાવી દીધો છે ત્યારથી હુમારે માટે જગતનાં સર્વ દ્વાર બંધ થઇ ગયાં છે. હુમો સર્વ સ્થળે ફર્યાં; પણ હે શંભુ! એક પણ માણુસના હૃદયમાં હુમારો વાસ ન હોવાથી આપની પાસે યાચનાર્થે હુમો આવેલા છીએ.

**ધર્મ ભક્તિ—** રાગ કવાલી

અમારો કો નથી આરો-સમય છે કષ્ટ દેનારો;
અરજ આ ઉરમાં ધારો-હુમોને આપ ઉગારો,

**શંભુ**—ધરી ધીરજ રહે ભક્તિ-ધરમ તું સ્થિર થઇ રહેને;
તમારે કષ્ટ છે શાનું-સવીસ્તર એ કહી દયોને,

**ભક્તિ**—વદે વંદન કરી ભક્તિ, સુણો શીવ દુઃખ જે મારૂં;
નથી કો મુજને ચાહતું, વધ્યું માયા તણું બ્હારૂં.
વિષય લંપટ ઘણા જીવો, ધરે મુજ નામના પડદા
કરે એ કૃત્ય બહુ કાળાં, તથાપિ લેશ ના ડરતા;
ગયા સહુ વ્યસનમાં ડુબી, નીતિને ધર્મ વીસારી,
અહા બીસ્કીટ અને સોડા, વળી બોટલ બલીહારી,

**ધર્મ**—અરે! હું શું કહું વરણી, ખરેખર ધર્મ લોપાતો,
તમે શંભુ સહુ જાણો, કહું શું જગતની વાતો,

હે દીન દયાળુ મહાદેવ ! સૃષ્ટિમાંથી સરળતા, સમભાવ, સાદાઈ, સત્ય, બ્રહ્મચર્યવ્રત, શીયળ, સતીત્વ, વર્ણાશ્રમ, દાન દયા અને દીનતાનો લોપ થઇ ગયો છે. તેનું સ્થાન કપટ, દંભ, પાખંડ, હીંસા, ચોરી, જારી, જુગારી અને અન્ય દુર્ગુણોએ પ્રાપ્ત કર્યું છે. ત્યાં હે પ્રભુ! હમો કેવી રીતે વાસ કરી શકીએ. વળી સત્યયુગમાં દેવીઓ તરીકે પુંજાતી સ્રીઓ હાલમાં કળિયુગમાં કેવાં કાર્ય કરે છે તે શ્રવણ કરો.

ધર્મ— રાગ ( ઝેર ગયાં ને વેર ગયાં )

પતિ ગૃહનું કાજ કરે ને પત્નિ દરશન કરવા જાય,
પૈસા કેરી બંગડી કાજે અવર પુરૂષને હસ્ત અપાય,
બારીક વસ્રો એવાં પહેરે કાય બધી ખુલ્લી દેખાય.
હરી કીર્તનથી નાસે પાછી નાટક માંહે પહેલી જાય,
પતિ પ્યારનો ત્યાગ કરીને પરનરથી કરતી મીલાપ;
ગુણુ અનેરા ! આવા ગણતાં થાય મને શંભુ સંતાપ.

માટે હે ઉમાપતી, આપ કૃપા કરી સૃષ્ટીના જીવોના ઉધ્ધાર અર્થે કંઇ ઉપાય બતાવો. આવી રીતે ધર્મ અને ભક્તિ શંભુની પ્રાર્થના કરી રહ્યાં છે, તેટલામાં નીમ્ન લીખીત પ્રભુની સ્તુતી કરતા વાલ્મીક ઋષી આવતા દ્રષ્ટીએ પડયા.

વાલ્મીક ઋષી:—[ રાગ—થયાં જોરે પતિ તેજ પ્યાંસી જનતા ]

પ્રભુ છો રે સુખકારક સૌના, અગણીત બહુ નામી;
અગણીત બહુ નામી; દયાળુ અગણીત બહુ નામી —પ્રભુ
પ્રેમ કટાક્ષે ભક્ત નિહાળી, દુર કરો પરિતાપ;
ગુણ ગીતે, ભજી પ્રીતે, શુભ રીતે, એક ચિતે,
જન મનરંજન અસુર નીકંદન ત્રીભુવનના સ્વામી —પ્રભુ
પાલક બાલક સહુ નીજ જનના ટાળક ભયથી આપ,
દુઃખ હરજો, સુખ કરજો, દિલ ધરજો, ન વીસરજો,
અવીચળ અખંડીત ભક્તિ દેજો, હરી અંતરજામી —પ્રભુ

એવી રીતે ભક્તિમાં લીન થએલા વાલ્મીક ઋષી કૈલાસમાં આવી પહોંચતા શીવજીએ સન્માન પુર્વક પોતાના સમીપ આસન ઉપર બેસાડી ત્યાં આવેલાં ભક્તિ અને ધર્મ ઉપર કળીયુગમાં ગુજરતા જુલમની હકીકત કહી સંભળાવી. સૃષ્ટિમાં ભક્તિ અને ધર્મનો પ્રચાર કરવા આજ્ઞા કરી.

વાલ્મીક—હે શંભુ ! કળીયુગનો પાસ (પ્રભાવ) મનુષ્યની ઉન્નતીનો વીનાશ કરનાર હોવાથી મારૂં અંતઃકરણ પુનઃ મનુષ્ય રૂપે જન્મ ધારણ કરતાં ઘણું જ કલુષીત થાય છે. માટે આપ અન્ય કંઈ આજ્ઞા આપો.

શંભુ—

ગગન ગીરા થઇ તેજ સમે ત્યાં
ભક્ત ધર શું ભય ભારી

જગમાં જઇને રામ જપાવો—
ભક્તિના ઉદ્ધાર કરી.

આવી રીતે આકાશવાણી શ્રવણુ કરતાં વાલ્મીક ઋષીને અત્યાનંદ થયો તેઓ શંભુને પ્રણુામ કરી મૃત્યુલોકમાં જન્મ ધારણુ કરવા ચાલી નીકળ્યા.

# પ્રકરણુ ૨.

## તુલસીદાસનો જન્મ

રાજાપુર તાબે બાંદા ગામમાં આત્મારામ નામના મહાન વિદ્વાન બ્રાહ્મણુ નીવાસ કરતા હતા. તેઓની મ્હોટી ઉમ્મરે સંવત ૧૫૮૯ માં એક સુપ્રભાતમાં તેઓની પત્નિએ એક દિવ્ય કુમારને જન્મ આપ્યો. આત્મારામે અતિ હર્ષથી શુભ શુકન તરીકે ગામમાં ગોળ ધાણા વહેંચ્યા. ભીક્ષુકોને દાન આપ્યું. અને જોષીને બોલાવી બાળકના જન્માક્ષર કરાવ્યા. પણુ અફસોસ ! આત્મારામના કમભાગ્યે જોષીએ ભયંકર ભુલ કરી.

રાગ – લાવણી

લેખ વીધીએ લખીઓ એવો, બાળક કુળ પ્રકાશક છે,
જોશી સમજ્યો ભુલથી એવું, બાળક કુળ વિનાશક છે,
ભાગ્ય તમારૂં ભુંડું દીસે બાળક આ ઉત્પાતી છે,

કુળ સંપતિનો નાશક થાશે, માત-પિતાનો ઘાતી છે
માટે પુત્રનો ત્યાગ કરો તો કુશળ ક્ષેમ તમો રહેવાના.
ભલું તમારૂં ચાહી અમે તો, સત્ય હકીકત કહેવાના.
એમ કહીને ગયા ગંગાધર, આત્મારામ વીચારે છે,
જાતે જીવતર રહેશે મારૂં, તો સુખ આ સંસારે છે.
એમ વીચારી વીનવી વનિતા, નારી તે ના પાડે છે.
નાથ થયા શું નિર્દય આવા, બાલકને સંતાડે છે.
બહુ બળથી તવ ખુંચી લીધો, સુત સુભાગી કરમાંથી.
કળ કળતી એ કામની રહી ત્યાં, ભાગી ગયા એ ઘરમાંથી.

મૃત્યુ કોને પ્રિય હોય ! મૃત્યુના ખોટા ભયંથી જોષીની સાધારણ ભુલથી આત્મારામ હવે પોતાના પ્રીય બાળકને શત્રુ સમજી પ્રસુતીકાગૃહમાંથી પોતાની સ્ત્રી પાસેથી પુત્રને ખુંચાવી લઇ વીચાર કર્યા વીના પાગલ માનવીની માફક ચાલતા થયા. તેમનો વીચાર બાળકને ગંગા નદીમાં નાખી દેવાનો હોવાથી તેઓ ધીરે ધીરે ગંગા કિનારે જંગલમાં જઈ પહોંચ્યા. વીચાર વમળમાં થોડી વાર ગુચવાયા. ગંગા નદીમાં નાખવાથી બાળહત્યાનો ડર લાગ્યો. ત્યારે શું કરવું, એવા ગહન વીચારમાં પડયા. તેવામાં દૈવી ચમત્કાર જેવું થયું. ભાગીરથીના જળપ્રવાહમાંથી તેમને ધીમો ધીમો અવાજ સંભળાવા લાગ્યો.

હે વત્સ! તું ચિંતાનો ત્યાગ કરી તારા પુત્રને ગંગા ઘાટના કીનારા પાસે ઉગેલા તુલસીના છોડ પાસે મુકી દે. પ્રભુ કૃપાથી તારો પુત્ર જગતમાં અમર કીર્તિ પ્રાપ્ત કરશે.

દેવી વાણી સાંભળતાં આત્મારામ પોતાના સુકુમાર બાલકને તુલસીના છોડ પાસે સુવાડી પોતાના ઘર ભણી વીદાય થયા.

અરૂણોદય થવાની થોડી ઘટીકા બાકી રહેલી છે તેવા સમયે સંત મહાત્માઓ પ્રાતઃસ્નાન નીમીત્તે આવવા લાગ્યા.

વરાહ ક્ષેત્રથી પધારેલા સંત નૃસીંહદાસજી પોતાના શીષ્યગણુ સહીત સ્નાન કરી પોતાના મુકામ તરફ પાછા જતાં તુલસીના છોડ પાસે આત્મારામે તજી દીધેલા બાળકને જોઇ ગહન વીચારમાં પડયા.

બાળકમાં દેવી તેજ ઝળકી રહ્યું હતું, પ્રભુથી રક્ષાએલુ, જગતના ઉદ્ધાર માટેજ જન્મેલુ, કલ્લોલ કરતું સુકુમાર બાળક જોઇ નૃસીંહદાસજીના હૃદયમાં દયાનો સંચાર થયો.

સાધુના હૃદયમાં વીચાર ઉત્પન્ન થયો.

અરેરે! કીસ રંડાને, એસા સુકુમાર પુત્રકા ત્યાગ કીયા હોગા. રામ રામ! કેસા કલીયુગ હે. સો વીધવા ઓરતોકો વ્યભિચારમેં ફસના અચ્છા લગતા હે. ફીર ઐસી દશા જબ આતી હે તબ પ્યારે બચ્ચોકો ફેંક દેતી હે.

 

શ્રી હરી ! તારી માયા પ્રબળ છે. આ બાળકને છોડી જવામાં દયા ધર્મનો લોપ થતો હોવાથી હું પાપનો ભાગીદાર બનું છું. બાળકને સાથે લેવાથી માયાના પાસમાં બંધન થાઉં છું. ત્યારે કેમ કરૂં. પ્રભુ ! પ્રભુ ! તુજ માર્ગ બતાવ.

એવી રીતે પ્રભુ પ્રાર્થના કરતા મહાત્મા નૃસીંહદાસજી વીચારમાં એટલા બધા લીન થઈ ગયા કે સૃષ્ટિ વ્યવહારનું સમગ્ર ભાન ભુલી ગયા. અને પ્રભુ પ્રાર્થનામાં તલ્લીન–તદાકાર થઇ ગયા.

ધીરે ધીરે તેમની દ્રષ્ટીમાં જગતના નાશવંત પદાર્થોનો લોપ થયો, અને તુલસીના છોડને બદલે ત્યાં શીવ પાર્વતીનાં દર્શન થયાં. શીવજીએ હસ્ત લંબાવી તે બાળકને લઇ જવાની આજ્ઞા કરી.

નૃસીંહદાસનું ધ્યાન ભંગ થયું. ધ્યાનમાં થએલી શીવ આજ્ઞાને માન્ય કરી પ્રાપ્ત થએલા બાળકને ઉપાડી લેઇ પતિત પાવની ભાગીરથીમાં સ્નાન કરાવી પોતાની સાથે લેઇ ચાલ્યા.

બાળક તુલસીના છોડ પાસેથી જડેલો હોવાથી તેનુ તુલસીદાસ નામ પાડયું.

# પ્રકરણ ૩

## પરોપકાર

મહાત્મા નૃસીંહદાસજીએ બાળક તુલસીદાસને પોતાના આશ્રમમાં સાધુ-સન્તોના આશ્રય નીચે ઉછેરવા માંડયે તુલસીદાસને જન્મથીજ સંત-સાધુની સોબતથી ધાર્મીક જ્ઞાન પ્રાપ્ત થવા લાગ્યું. તુલસીદાસને યોગ્ય સમયે યજ્ઞોપવીત (જનોઈ) સંસ્કાર કરી વિધાભ્યાસ કરવા સારૂ નિશાળમાં મુકી આવ્યા.

નિશાળમાં તેઓની ભણવાની બુધ્ધી, શાન્ત સ્વભાવ, મધુર ભાષણ, અને સર્વની સાથે માયાળુપણાના ઉત્તમ સ્વભાવને લીધે ગુરૂજીને સર્વથી વધુ પ્રિય થઈ ગયા.

એક દીવસ નીશાળમાં એક કવીતા તુલસીદાસના વાંચવામાં આવી.

( કવીતા )

દેખા નહી કછુ સાર જગતમેં-દેખા નહી કછુ સાર.
સબ મતલબ કે યાર-જગતમેં દેખા નહી કછુ સાર.
માત તાત ઔર ભ્રાત ભગીની—
નહી હય અપની નાર—જગતમેં

વો હય મેરા વો હય તેરા
અયસા કહત ગમાર—જગતમેં
પ્રાણ નીકલે તન પીંજરસે
સગા કરત પુકાર—જગતમેં
હાય હાય કરનાર કહત હય
કહાં ગયે ભરથાર—જગતમેં
સંગ નહિ કોઇ આને વાલે
એકીલા જાના યમ દરબાર—જગતમેં

ઉપરોકત કવિતા વાંચતાંજ તુલસીદાસના હૃદયમાં શંકા ઉત્પન્ન થવાથી તેમણે ગુરૂજીને કહ્યું.

ગુરૂજી ! આ કવિતા શું સત્ય હશે ? મને તો અક્ષરે અક્ષર આમાં અસત્યનો ભાસ થાય છે. પોતાના પુત્રનો પ્રાણ જાય તો માત-પિતા પોતાનું જીવન જરૂર નાશ કરે; પતિનો પ્રાણ જાય તો કઇ હીણભાગ્ય પત્નિ મૃત્યુની આધીનતા ન સ્વીકારે ? તુલસીદાસે નમ્રતાથી કહ્યું.

તુલસીદાસનો પ્રશ્ન સાંભળી બીજો વિદ્યાર્થી જેનું નામ શંકરપ્રસાદ હતું તેણે કહ્યું:—

ગુરૂજી ! તુલસીદાસ કહે છે તે જ સત્ય છે. સંસાર સ્વાર્થી નથી; પરંતુ માયા અને હેતથી ભરપુર ભરેલો જ છે.

હું આજની જ વાત કહું. મારા પેટમાં અચાનક દુઃખવાથી હું બેભાન બની ગયો. તે વખત મારી માતા અને મારી પત્નિનું કલ્પાંત દુશ્મનને પણ દયા ઉપજાવે તેવું હતું. કદાપી થોડી ક્ષણમાં મારામાં ચેતનનો સંચાર ન થયો હોત તો હું માનું છુ કે મારી માતા અને મારી સ્ત્રી જરૂર આત્મઘાત કરી પોતાના દેહનો નાશ કરત.

વત્સ ! એનુંજ નામ સંસારની માયા, પ્રપંચની બાજી, એ રૂદન; સત્ય રૂદન નહિ પરંતુ જગતને ઠગવાનો ઢોંગ હોય છે, ગુરૂજીએ શંકરપ્રસાદને કહ્યું.

ગુરૂજીના ભયથી તુલસીદાસ અને શંકરપ્રસાદ બન્ને મૌન થઇ ગયા. પરંતુ તેઓના હૃદયમાં ગુરૂજીના સિદ્ધાંતની કંઈ પણ અસર ન થતાં ગુરૂજી કહે છે તે ખોટું છે, તેમાં સત્યનો અંશ માત્ર નથી. એમ થવાથી બન્ને ચાલાક વિદ્યાર્થીઓની નીશાળના ચાલુ કામમાં કંઇ કંઈ અવનવી ભુલો થવા માંડી. ગુરૂજી સમજી ગયા. અને "સંસાર સ્વાર્થી છે" એ વાકયની પ્રતિતી બતાવવા નિશ્ચય કર્યો.

નીશાળનો સમય પુરો થતાં તુલસીદાસ અને શંકરપ્રસાદ શીવાયના તમામ વિદ્યાર્થીઓને ઘેર જવાની રજા આપી.

શંકરપ્રસાદને ગુરૂજીએ પોતાની પાસેથી વનસ્પતીનું એક જાતનું ચુર્ણ આપી તેને કહ્યું:—આ ચુર્ણની પડીકી

ઘેર જઇને ખાઇ સુઇ જજે. અને મૃત્યુ સમય માણુસ જેવી રીતે દુઃખી થાય તેવો સઘળો દેખાવ કરી થોડી વારે મૃત્યુ પામવાનો ડોળ કરી રહેજે. હું જ્યારે આવું અને તને "ઉઠ બચ્ચા, બયઠે હો જાના" કહું ત્યારે બેઠો થજે અને ત્યાં સુધીમાં કેવો પ્રકાર બને છે તે સઘળો પ્રકાર ખાસ ધ્યાન દઇ સાંભળજે, એટલે તને આજની કવિતા "સબ મતલબકે યાર, જગતમેં દેખા નહિ કછુ સાર" એ વાકયનો સંપુર્ણ અનુભવ થશે. એમ કહી શંકરપ્રસાદને તેના ઘર તરફ વીદાય કર્યો. શંકરપ્રસાદ ઘેર જઇ કોઇ ન જાણે તેમ થોડીવારે ગુરૂજીની આપેલી દવા ખાઈ ગયો. દવાના જોરથી શંકરપ્રસાદને ઉલટી અને ઝાડો સખત થયો ઘરનાં સર્વ માણુસો સમજ્યાં કે શંકરપ્રસાદને માતાનું (કોલેરા) થયું છે, તેથી હજારો રૂપીઆ ખરચવાની બાધા લીધી સેંકડો દેવસ્થાનોમાં દર્શન કરવાની, બ્રાહ્મણો જમાડવાની વીગેરે જુદી જુદી બાધાએ તેના કુટુંબના માણુસોએ રાખવા માંડી. પણુ તેનાથી કશોજ ફાયદો ન થતાં દરદીનું દરદ વધવાજ માંડયું ફાયદો થાય પણુ કયાંથી ? ( શું દેવ–દેવી લાંચીયાં હતાં ) આ તો ઇરાદાપુર્વક સગાંનું હેત જાણુવા માટેનો મંદવાડ હતો. ગુરૂજીની શિખામણુ મુજબ થોડીવાર બરાડા પાડી એકદમ અચેતન થઇ ગયો. શ્વાસ બ્રહ્માંડમાં ચડાવી દીધો. અને શબ તુલ્ય થઇ પડયો.

તેને મૃત્યુ પામેલો ધારી સર્વ સગાં વહાલાં આર્તનાદથી રૂદન કરવા લાગ્યાં.

તેની સ્ત્રી જેનું નામ ચપળા હતું, તે રૂદન કરતાં કહેવા લાગી હે પ્રાણુનાથ! તમારા પહેલાં મને મોત કેમ ન આવ્યું. તમારા વીના જગતમાં કોને આશરે મારૂં જીવન નભશે! નાથ! હું તમારા પાછળ સતી થઇ હમણુાંજ સ્વર્ગમાં આવું છે. વીગેરે વીગેરે શબ્દોથી મરનાર ભરથાર તરફનો પોતાનો પ્યાર દર્શાવા લાગી.

તેની માનું નામ શારદા હતું. શારદાએ છાતી માથાં કુટવા માંડયાં અને મોઢેથી રૂદન કરવા લાગી.

"મુને મુકીને ચાલ્યા કયાં બાળ; કુંવર મારા કાલારે"
"નડગો તુને કયાંથી પાપી કાળ; લાડકવાયા લાલારે"
"તજી ચાલ્યા મુકી ઘરબાર; કુંવર મારા કાલા રે."
"ભુલ્યા ભુલ્યા માતા કેરો પ્યાર; લાડકવાયા લાલા રે."
"કીયા ભવનું વાળ્યું તેં વેર; કુંવર મારા વાલા રે."
"પાડુ દેહ મારો ખાઈ ઝેર; લાડકવાયા લાલા રે."

આવી રીતે અનેક પ્રકારથી તેનાં સગાંવહાલાં રૂદન કરી રહ્યાં છે. શંકરપ્રસાદ અચેતન અવસ્થાનો (મૃત્યુનો) ઢોંગ કરી સાંભળી રહ્યો છે. તેના મનમાં નકીંજ વિચારો થવા લાગ્યા–અહાહા, માનું હેત! જરૂર તે થોડીવારમાં

ઝેર ખાઇ આપઘાત કરવાનીજ. અને ચપળા જરૂર સતી થવાની અને ગુરૂજીનાં વાકયો તેમના મોંઢામાં પાછાં પેસવાનાંજ.

આવા વીચારો શંકરપ્રસાદને થાય છે તેટલા સમયમાં તેની નનામી એટલે ઠાઠડી બાંધી તૈયાર થઇ શબની છેલ્લી ધર્મ ક્રીયા કરવામાં આવી. અને જેવુ ઉચકી ઠાઠડીમાં મેલ્યું તેવુંજ એક કૌતક થયું.

મહોલ્લામાં એક અબધુત યોગી પોતાના ચેલા સાથે ભીક્ષા માગવા આવી પહોંચ્યા. ગુરૂ ચેલાનો પગની પાની સુધીની જટાથી દેહ ઢાંપી રહ્યો હતો. હાથમાં કમંડલ, પગમાં પાવડીઓ, મુખમાં હરિસ્મરણનો જયઘોષ ચાલી રહ્યો હતો.

ગુરૂ—ચેલાનું હૃદય દયાથી દ્રવીત થયું. ચેલાની વિનંતી ઉપરથી ગુરૂ શંકરપ્રસાદના કહેવાતા શબ–મડદા પાસે ગયા. ગુરૂજીએ શંકરપ્રસાદની માતાને કહ્યું—

બાઇ ! તમારો પુત્ર પ્રભુ કૃપાથી સાજો થવાનો એક ઉપાય છે કહો તો અજમાવી જોઉં.

ગુરૂનાં વચનો સાંભળી સર્વે સગાંવ્હાલાં અત્યાનંદ પામી ગયાં અને ગુરૂજીને અનેક પ્રકારની ઉપમાઓ આપી વખાણ કરી શંકરપ્રસાદને સજીવન કરવાની પુનઃ પ્રાર્થના કરી.

ગુરૂજીએ શેર દુધ, સાકર, ઇલાયચી, કેશર વીગેરે એક વાસણમાં મિશ્ર કરી કોઇ ન જાણે તેવી યુક્તિથી

પોતાની પાસે છુપાવી રાખેલી દવા દુધમાં નાંખી શંકર-પ્રસાદના શબની પાછળ દુધને ફેરવવા માંડયું અને મંત્ર ભણુવાનો ખોટો આડંબર ધારણ કર્યો. દવા દુધમાં જ્યમ જ્યમ મીશ્ર થતી ગઇ ત્યમ ત્યમ દુધનો રંગ કાળો કોલસા જેવો થતો ગયો.

ગુરૂજીએ તે દુધ સર્વ ભેગા થયેલાને બતાવીને કહ્યું. જુઓ, આ માણુસને ખવીસ અને બ્રહ્મ રાક્ષસનો વળગાડ હોવાથી તેનો જીવ બ્રહ્માંડમાં ચાલી ગયો છે. આ દુધ [ તેના પાછળ ફેરવેલું ] જે કોઇ માણુસ પી જાય તેનું મૃત્યું થાય. અને શંકરપ્રસાદ સજીવન થાય.

ગુરૂનાં વચનો સાંભળી સર્વ સગાં વહાલાં એક બીજાના મોઢાં સામુ જોવા લાગ્યાં, પ્રાણુ કોને વહાલો ન હોય ? કોઇ પણુ શંકરપ્રસાદને બદલે મરવા કબુલ થયું નહી. ત્યારે ગુરૂએ તેનો દાદો રામદાસ જે લગભગ નેવુ વરસથી વધુ ઉમરનો હતો. ભાગ્યેજ વરસ બે વરસ જીવે તેમ હતું; તેને ગુરૂજીએ આગ્રહ પુર્વક પ્યાલો પી જઇ શંકરપ્રસાદને બદલે મૃત્યુ પામવા કહ્યું.

દાદાએ જણાવ્યું. ગુરૂ મહારાજ ? આપ કહો છો તે સત્ય છે પરંતુ મારા મુવા પછી આ ઘરડી ડોસી (છોકરાની દાદી) ને છોકરાની વહુ પુરૂ ખાવા પણુ આપે

નહિ. અને ડોસીને ભુખથી રીબાઇ મરવું પડે; માટે મારાથી એ પ્યાલો પીવાય નહિ. આપ બીજા કોઇને આપો.

દાદાનુ વચન સાંભળી ગુરૂએ છોકરાની દાદીને પ્યાલો પીવા કહ્યું.

તેના જવાબમાં દાદીએ જણાવ્યું કે–ડોસાની સેવા ચાકરી કરવા મારે તો જીવવાની ખાસ જરૂર છે માટે મારાથી એ પ્યાલો પીવાય નહિ. આ સ્થળે વાંચકને જણાવવાની જરૂર છે કે દાદીની ઉમર લગભગ પંચાસી વર્ષની હતી.

ત્યાર પછી છોકરાના બાપને પ્યાલો પીવાનુ કહેતાં તેણે કહ્યું કેઃ—હજુ મારી ઉમ્મર ફક્ત પાંસઠ વરસનીજ થઇ છે. મ્હારૂ હજારો રૂપીઆનુ લેણુ લોકોને ત્યાં પડી રહેલું છે. મ્હારા મૃત્યુ પછી કોઇ પણ લેણદારો પોતાનું દેવું આપી જાય તેવા નથી અને તેથી મારા કુટુંબનાં માણસો દુઃખી થાય માટે એ પ્યાલો મારાથી પીવાય નહિ.

શંકરપ્રસાદની મા શારદાને પ્યાલો પીવા ગુરૂજીએ કહેતાં તેણે સાફ ના પાડી કારણમાં જણાવ્યું કે તેને ત્રણ નાનાં છોકરાં હોવાથી તેમની સંભાળ લેનાર બીજુ કોઇ નથી માટે તે પ્યાલો તેની સ્રી ચપળાને પ્યાલો આપ્યો.

ગુરૂજીએ ચપળાને આપ્યો.

ચપળા ક્ષણભર વીચાર કરીને બોલી. યોગી મહારાજ ! મ્હારા મૃત્યુ પછી મારા સ્વામી બીજી પત્ની લાવે, તે આ મ્હારાં લુગડાં, ઘરેણાં પહેરે અને મોજશોખ કરે, શોકયનુ સુખ મ્હારાથી સ્વર્ગમાં પણ જોઇ શકાય નહિ તેથી મારે ભુત થઇ અહીં જરૂર પાછુ આવવું પડે. મારા સ્વામીના મૃત્યુથી તો માત્ર હું વીધવા કહેવાઉં; એટલુજ દુઃખ (!) પરંતુ આ ગાડી વાડીનો મોજ શોખ–નોકર ચાકર હાજરનાં હાજર હીરા મોતીના દાગીના પહેરવાનો લાભ એ બધુ તજી મૃત્યુ કોને ગમે ? મહારાજ ! હું એવી ભોળી કે મુર્ખ નથી, તે આ બધુ મહારી શોકયને સારૂ મુકી સ્વર્ગમાં જઉ પ........ણ એક વાત કહું ? આ........પ સંન્યાસી છો આપને બાયડી છોકરાં નથી. પરોપકાર કરવો એ સંન્યાસીનો ધર્મ છે. માટે આપ પી જાઓ અને પુન્ય પ્રાપ્ત કરો.

ગુરૂજીએ પુનઃ પણ એ પ્યાલો પી જવા સર્વને આગ્રહ કર્યો. પરન્તુ તેનું પરીણામ પ્રથમના જેવુંજ આવ્યું એટલે ગુરૂ મહારાજ તે દુધ પી ગયા અને શંકરપ્રસાદને કહ્યું– ઉઠ, બચ્ચા ! બેઠો થા,

શંકરપ્રસાદ ઉઠી ગુરૂના ચરણમાં નમી પડયો.

કેમ ! શંકરપ્રસાદ ! હવે તો તારી તથા તુલસીદાસની

ખાતરી થઈને ! કે સંસાર સ્વાર્થી છે અને મૃત્યુ પાછળનું રૂદન તે જગતને ઠગવાનો દંભ છે.

શંકરપ્રસાદે કહ્યું-હા, મહારાજ ! મ્હારી સંપુર્ણ ખાતરી થઇ ચુકી, સંસાર કેવળ સ્વાર્થી; સોમલ જેવો સફેદ, અને બગલા જેવો પ્રપંચી છે. આપનાં વચન સંપૂર્ણ સત્ય હોવા છતાં મેં હુંપદથી તેનો અસ્વિકાર કર્યો તેની હે ગુરૂદેવ ! હું આપની પાસે ક્ષમા યાચુ છું એમ કહી તેણે પોતાના માતાપીતાને ઉદ્દેશીને કહ્યું.

હે માતા, પિતા, આપના સ્વાર્થ પુર્ણ પ્રેમને જોઈ આજે મારાં ચક્ષુનાં અંધારાં પડળ ખુલી ગયાં છે, આ મારા ગુરૂદેવની કૃપાથી આજે મને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે. તેથી મારા ઉપર અને આખા જગત ઉપર પ્રેમ રાખનાર શ્રી હરીનું સ્મરણ કરવા હું પવિત્ર હિમાલય પ્રદેશમાં ચાલ્યો જાઉં છું એમ કહી કોઇના મુખમાંથી કંઈ ઉચ્ચાર થાય ત્યાર પહેલાં શંકરપ્રસાદ જય સચ્ચીદાનંદ જય સચ્ચીદાનંદ કહેતો જંગલને માર્ગે ચાલી નીકળ્યો.

ગુરૂજી તુલસીદાસને લેઈ પોતાના મુકામ ઉપર ગયા.

નીશાદેવીનો ઘોર અંધકાર જગતમાં પ્રસરી જવાથી મનુષ્યો અને કેટલાંક પ્રાણીઓ નિંદ્રાધીન થઈ ગયાં છે. મહાત્મા નુસીંહદાસજીના આશ્રમમાં એ સમયે ફક્ત તુલ-

સીદાસ જાગૃત અવસ્થામાં માયાવી સંસારની વીચીત્રતાનો વીચાર કરી રહ્યા હતા.

તુલસીદાસને પુર્વ જન્મના સુકૃત્યથી નવીન વીચારની સ્ફુરણા થઈ આવી.

મનુષ્યનો જન્મ પરોપકાર માટે જ છે. જે મનુષ્યો પરમાર્થ ન કરતાં સ્વાર્થમાંજ મચ્યાં રહે છે તેઓનું જીવન પશુ તુલ્ય છે. માટે આ માયાવી મિથ્યા સંસારની ભ્રમણામાં ભટકવા કરતાં શ્રીહરી પ્રીત્યર્થે પરોપકારમાં જીવન વ્યતિત કરવું એજ માનવ જીવનની સાફલ્યતા છે. આવો વિચાર ઉદભવતાં તુરત તેઓએ પોતાના બીછાનાનો ત્યાગ કરી રાત્રીના જનશુન્ય માર્ગમાં શ્રીહરીનું સ્મરણ કરતા ગુરૂ આશ્રમનો ત્યાગ કરી ચાલી નીકળ્યા.

* * * *

તુલસીદાસ ફરતા ફરતા બાંદાપુર ગામમાં આવી ધર્મશાળામાં પોતાનો મુકામ રાખે છે.

એક સમયે કેટલાક અપંગ સાધુઓ ધર્મશાળામાં આવી પહોંચ્યા. તે સમયે સુર્યાસ્ત થઇ ગયો હતો; અને સાધુઓએ આખો દીવસ કંઈ ખાધેલું ન હોવાથી તુલસીદાસની પાસે આવી ભીક્ષાની માગણી કરી.

તુલસીદાસનું પરોપકારી હૃદય સાધુઓની દીનતા ભરી વાણી સાંભળી દ્રવીત થયું. તેમને ધર્મશાળામાં બેસાડી તેઓ

બાંદાપુર શહેરમાં એક શ્રીમંત વણીકને ઘેર ભીક્ષા માગવા ગયા.

વણીકનું નામ શઠરાય હતું. નામ તેવું અંતઃકરણ પણ શઠ હતું.

શઠરાયને પાંચ–છ ખેતર હતાં તેમાંથી રાત્રે બદમાશો પાકને નુકશાન કરી જતા હતા તો ખેતરો ત્રણ માસ સુધી રાત્રે તુલસીદાસે સાચવવા એમ શરત કરી શઠરાયે પરોપકાર વૃતીવાળા તુલસીદાસને છ માણુસનું સીધુ આપ્યું.

ઠરેલા કરાર મુજબ તુલસીદાસ શઠરાયનાં ખેતરો રાત્રે સાચવતા હતા અને દીવસે જંગલમાંથી કાષ્ટ કાપી લાવી તેને વેચી જે પૈસા ઉપજતા હતા તે દ્રવ્યને ગરીબ અપંગોને અન્ન વસ્ત્ર આપવામાં તુલસીદાસ વાપરી નાખતા હતા.

આવી રીતે ઘણા દીવસો સુધી તુલસીદાસે ગરીબોનું પોષણ કર્યું.

પ્રભુએ તુલસીદાસની કસોટી કરવાં નીશ્ચય કર્યો. લાગલાગટ આઠ દીવસ સુધી ધોધબંધ વરસાદ પડવાથી સઘળી સૃષ્ટી જળજળ થઈ રહી. કોઇને કંઇ આશ્રય મળવાનુ સ્થાન રહ્યું નહિ. મેગરાજા પૃથ્વીને પાતાળમાં ફેંકી દેશે કે જળ પ્રલયથી તેનો સદંતર નાશ કરશે એમ જગતમાં હાહાકાર વર્તાઇ રહ્યો.

રાત્રીના લગભગ બે પ્રહર વ્યતીત થઈ ગયા હશે,

તે વખતે બાંદાપુરની ધર્મશાળામાં એક રક્ત પીતીઓ વૃદ્ધ સાધુ આવ્યો. તુલસીદાસ તે વખતે પ્રભુ ભજનની ધુન મચાવી રહ્યા હતા. તેમની પાસે આવી તે વૃધ્ધ સાધુએ ખાવાનું માંગ્યું.

સાધુએ કહ્યું:–ભક્તરાજ ! આ આઠ દીવસની અની વૃષ્ટીથી હું અપંગ હોવાથી કંઈ ભીક્ષા મેળવી શકયો નથી. ક્ષુધાથી મારો પ્રાણુ ચાલ્યો જશે. માટે દયા લાવી કંઇ ખાવાનું આપો.

તુલસીદાસે સાધુને પોતાની પાસેથી કેટલાંક ફળો ખાવા આપ્યાં. એક રાક્ષસ જેવી રીતે અહાર કરે તેવી રીતે આ સાધુએ એકજ વખતમાં બધાં ફળો સ્વાહા કરી જઈ અન્ય ફળોની માગણી કરી. તુલસીદાસે વળી કેટલુક અનાજ પોતાની પાસે હતું તે પકવવાની અર્થાત રાંધવાની તૈયારી કરી. પરંતુ આ ભુખાળવો સાધુ તમામ કાચૂ અનાજ તુલસીદાસ પાસેથી ઝુંટાવી લઇ ખાઇ ગયો અને વધુને વધુ ખાવાનું માગવા લાગ્યો.

તુલસીદાસની પાસે કંઇજ ખાવાનુ રહેલુ ન હોવાથી અને રાત્રીનો સમય હોવાથી પ્રભાત સુધી તે અપંગ સાધુને ધૈર્ય ધરવા કહ્યું. પરંતુ આ સાધુએ તેના જવાબમાં જણાવ્યું કે મારા પેટમાં થોડુ ખાવાથી અતિ દાહ ઉત્પન્ન થઇ છે માટે સત્વર ખાવાનું આપ નહિતો હું તારો વિનાશ કરીશ.

એમ કહી પોતાની પાસેની જેષ્ટીકાથી બે ચાર પ્રહાર તુલસીદાસને લગાવી દીધા. પરંતુ તુલસીદાસને કંઈ ગુસ્સો ઉત્પન્ન ન થતાં તેઓ દીનતાથી ઉભા રહ્યા.

તુલસીદાસે કહ્યું:—હે દયાળુ! સંત મહાત્મા, શાન્ત થાઓ. મારી પાસે આપને આપવા જેવું કંઇજ હવે ન હોવાથી પ્રભાત સુધી આપ ધૈર્ય ધરો. પ્રભાતમાં આપની ઇચ્છા હું પુર્ણ કરીશ.

સાધુએ કહ્યું:—અરે શઠ! પાખંડી! પ્રથમથી મને તેં તેવું કેમ ન કહ્યું, તારી પાસે અનાજ; ફળ વીગેરે કઇ ખાદ્ય પદાર્થ ન હોય તો તારૂ માંસ તો છે જ. તે મને કાપી આપ.

સાધુની વાણી શ્રવણ કરતાંજ તુલસીદાસનું હૃદય આનંદથી નૃત્ય કરવા લાગ્યું તુલસીદાસે મનમાંજ કહ્યું અહો! આજે મારો મનુષ્યનો જન્મ સફળ થયો.

આ નાશવંત દેહ સંત મહાત્માના ચરણમાં અર્પણ થશે એથી બીજુ અધીક મહત્વનું કાર્ય શું હોઇ શકે વારૂ? એમ વીચાર કરી તુરતજ તેઓ પોતાની પાસેથી એક છરો કાઢી પેટમાં ઘા કરવા તૈયાર થયા. તત્ક્ષણે રોગી જેવા દેખાતા સાધુએ છલંગ મારી તુલસીદાસનો હસ્ત પકડી લીધો અને સાધુના રૂપમાં છુપાએલા પ્રભુની તેજોમય મુર્તિ પ્રગટ થઇ.

ભગવાને કહ્યું-વત્સ! મારી કસોટીમાં તું ફળીભુત થયો છું. માગ માગ, માગું તે આપુ.

તુલસીદાસ-હે પ્રભુ! આપ પ્રસન્ન થયા હો તો હું આપની પાસે એટલુંજ માગું છું કે આપની અખંડીત ભકતી ભવોભવ મુને પ્રાપ્ત થાવ.

ભગવાન તથાસ્તુ કહી અંતર ધ્યાન થઈ ગયા. એક દીવસ તુલસીદાસ ઠાકોરજીની સેવા સારૂ પુષ્પ વાટીકામાં ગંગા કીનારે થઇ ફુલ લેવા જતા હતા તેટલામાં ગંગા નદીમાં એક કન્યાને ડુબતી જોઇ પોતાના જીવની દરકાર તજી તુરત નદીમાં ભુસ્કો મારી ઘણીજ મુસીબતથી તે કન્યાને બહાર ખેંચી લાવ્યા. કન્યા બેભાન અવસ્થામાં તુલસીદાસની કોટે વળગી પડી હતી તેટલામાં કન્યાનો પીતા જેનું નામ દીન-મણીરાય હતું તે પોતાની પુત્રીની ડુબવાની વાત સાંભળી ત્યાં આવી પહોંચ્યા. સંત તુલસીદાસે પોતાની પુત્રી બચાવી છે જાણી તેમને અત્યાનંદ થયો. તુલસીદાસની ઘણી ચીકીત્સા ભરી સારવારથી તે કન્યામાં ધીરે ધીરે ચેતન આવવા લાગ્યું.

## પ્રકરણ ૪.

### ભગવાનની માયા.

ધર્મશાળામાંથી પોતાનો મુકામ ઉઠાવી દીનમણીરાયના અત્યાગ્રહથી તુલસીદાસ દીનમણીરાયને ત્યાં ઘણા દીવસ રહ્યા

પછી તુલસીદાસને યાત્રા કરવાનો વીચાર થવાથી તેમણે દીનમણીરાયની પાસેથી સવીનયથી રજા માગી.

તુલસીદાસના પર્યટનના વીચારો સાંભળી દીનમણીરાયે તુલસીદાસને ધીરજ આપી પોતાની પાસે બેસાડી પ્રભુની અપાર માયાનું ચરિત્ર સંભળાવ્યું.

## દ્રષ્ટાંત.

અપને મન કછુ ઔર હે, શ્રી હરીકે મન ઔર.
ઓધવસે માધવ કહે, જુઠી મનકી દોડ.

અયોધ્યાપુરીમાં વિષ્ણુ શર્મા બ્રાહ્મણને દેવદત્ત નામે પુત્ર હતો. જ્યારે દેવદત્ત વિદ્યાલાયક ઊમ્મરનો થયો ત્યારે તેને પાઠશાળામાં વિદ્યાભ્યાસ માટે મુકી આવ્યા. એક દીવસે વિદ્યાગુરૂએ સર્વ વિદ્યાર્થીઓને તેમના ધર્મ-કર્મ સબંધી જ્ઞાન આપતાં કહ્યું કે-

જે દ્વીજ બાળકોને યજ્ઞો-પવીતના (જનોઇના) સંસ્કાર થઇ ગયેલા હોય તેઓએ પ્રાતઃકાળમાં સંધ્યા વંદન કરવું અને સુર્ય દેવને અર્ઘદાન દઇને ગાયત્રી મંત્રનો જાપ કરી શાળામાં વિદ્યાભ્યાસ માટે આવવું.

જેઓ દ્વીજ બાળકો હતા, તેઓ ગુરૂજીની આજ્ઞા મુજબ બીજે દીવસે સંધ્યા વંદન વીગેરે ધર્મક્રિયા કરી. પાઠશાળામાં ગયા. પરંતુ દેવદત નીશાળ છુટવાનો સમય થઇ જવા છતાં આવ્યોજ નહીં.

બપોર દીવસ વીતી ગયો; પરંતુ દેવદત ઘેર ન જવાથી તેના પીતાએ તેની શોધ કરી તો દેવદત સર્યુ ગંગામાં (નદીમાં) હાથમાં જળ લઈ ઉભો હતો તેની પાસે જઇ તેના પીતાએ દેવદતને કહ્યું-હે પુત્ર ! તું આજ ભણવા ન જતાં અહીં કેમ ઉભો રહ્યો છું. ચાલ હવે ઘેર ચાલ. ભોજનનો સમય થઇ ગયો છે.

દેવદત-હે પિતાશ્રી ! મારા વિદ્યાગુરૂએ કાલ રોજ આજ્ઞા કરી હતી કે દરીજ બાળકોએ સુર્યદેવને અર્ઘદાન દઇ જપ કરીને પછી ભણુવા આવવું તેથી હું સ્નાન કરીને હસ્તમાં જળ લઈ સુર્યદેવને અર્ઘ આપવા ઉભો છું પણ હજુ સુધી સુર્યદેવ અર્ઘદાન લઇ ગયા નથી તેથી તેમની માર્ગ પ્રતિક્ષા કરૂ છું,

વિષ્ણુશર્માઃ-હે પુત્ર ! સુર્યદેવ પ્રત્યક્ષ અર્ઘદાન કદી લેઇ જતા નથી. આપણી અનેક પેઢીઓથી ચાલ્યું આવે છે કેઃ-પાણીની પોશ ( ખોબામાં લેવું તે ) ભરી સુર્યદેવ સામુ ઉછાળવું. તું પણ મારી સાથે તેમ કરી શીઘ્ર ઘેર ચાલ. જમવાની રસોઇ ઠંડી થઇ જાય છે.

દેવદત્તઃ-ભલે ! રસોઇ ઠંડી થઇ જતી હોય તો તમો સત્વર ભોજન કરી લ્યો. હું તો જ્યારે સુર્યનારાયણ આવીને અર્ઘ મારા હાથમાંથી લઇ જશે ત્યારેજ ઘેર આવીશ.

આવો બાળહઠ જોઈ વિષ્ણુશર્મા વિદ્યાગુરૂ પાસે જઈ ઠપકો આપી કહેવા લાગ્યા કે તમોએ બાળકોને કેવો ખોટો ઉપદેશ આપ્યો છે જેથી દેવદત્ત આજે સરિતામાં જઇ સવારનો હાથમાં જળ લઇ ઉભો રહ્યો છે. હું તેને તેડવા ગયો, તો પણ તે આવતો નથી. માટે તેને યોગ્ય રીતે સમજાવી ઘેર લઇ આવવાની કૃપા કરો.

વિદ્યાગુરૂ સરીતા ત્રટે પહોંચ્યા, અને દેવદત્તને કહ્યું. વત્સ ! તું અહીંઆ . દીવાનાની પેઠેં કેમ ઉભો રહ્યો છે? ઘેર ચાલ. ભોજન કરીને પાઠશાળામાં ભણવા જલ્દી આવ.

દેવદત્તઃ-ગુરૂજી ! ક્ષુધા તો મને પણ લાગી છે. પરંતુ હજી સુધી સુર્યદેવ અર્ઘ લેવા આવ્યા નથી, આપે કહ્યું હતું કે સુર્યને અર્ઘ આપ્યા વીના ભણવા આવવું નહી. તેથી હું ભણુવા આવ્યો નથી. સુર્યદેવ કૃપા કરી જ્યારે અર્ઘ લેઈ જશે ત્યારે હું ભણવા આવીશ ત્યાં સુધી અહીં ઉભો રહીશ.

ગુરૂઃ—ભલા માણસ, એમ સુર્ય આવનાર નથી; ને તારી જીંદગી પુરી થઇ જશે તો પણ, એમ અર્ઘ લેનાર નથી.

દેવદત્તઃ—ત્યારે આપે કાલે એમ કહ્યું હતું કે સુર્યને અર્ઘ આપીને આવવું, તે શું ખોટું હતું ?

ગુરૂઃ—મેં તો એમ કહ્યું હતું કે પોશમાં પાણી લઈને સુર્યના સામુ ઉછાળી દેવું.

દેવદત્તઃ—અત્યારે આપ અસત્ય બોલો તો તે આપની મરજીની વાત છે. પરંતુ આપે તેવું તો કહ્યું ન હતું. માત્ર એમજ કહ્યું હતું કે અર્ઘ આપીને આવવું.

ગુરૂઃ—અર્ઘનો અર્થજ એવો થાય કે સુર્યની સામુ પાણી ઉછાળવુ.

દેવદત્તઃ—આપે મને પ્રથમ સમજાવ્યું તે શું ખોટું છે?

ગુરૂઃ—ના, ખોટું નથી, અર્ઘ આપી દે ને ચાલ.

દેવદત્તઃ—ખોટુ નથી, તો સુર્ય વિના અર્ઘ કોને આપું.

ગુરૂઃ—હાથમાંનુ જળ સુર્યના સામુ ફેંકી દે.

દેવદત્તઃ—તે જળ કેવી રીતે સુર્યને પહોંચે ? તે તો સરીતામાં પાછુંજ પડે.

ગુરૂઃ—અનાદી કાળથી એમજ ચાલ્યું આવે છે, તું શુ કાંઇ નવું કરવાનો છે.

દેવદત્તઃ—આપણા પુર્વજો જ્યારે યજ્ઞ કરતા હતા, ત્યારે યજ્ઞમાં ભાગ લેવા સર્વ દેવતાઓ પ્રત્યક્ષ પધારતા હતા એમ આપણાં પુરાણો કહે છે. શું એ વાત અસત્ય છે? દેવતાઓ મંત્ર અને શ્રદ્ધાથી બંધાએલા છે એવુ આપણાં ઘણાં પુસ્તકોમાં વાંચેલું છે હું તેજ પ્રાચીન રૂષી મુનીઓનો વંશજ છું. તેથી સુર્યનારાયણ જ્યાં સુધી મારાં હસ્તમાંથી અર્ઘ લેઇ જશે નહી, ત્યાં સુધી અહીંથી ખસનાર નથી.

ગુરૂઃ—ભલે ત્યારે તું થાકે ત્યારે આવજે.

એમ કહી શ્રદ્ધા વગરના ગુરૂજી ઘેર ગયા. દેવદત્તની મા, અને સંબંધીઓ; અને ગામના ઘણા માણસોએ તેની આ હઠ મુકાવવાનો પ્રયત્ન કર્યો. ઘણું સમજાવ્યો; પણ દેવદત્ત અડગ રહ્યો તેણે પોતાનો ટેક છોડયો નહીં.

ભાનુદેવ અસ્તાચળમાં છુપાઇ ગયા. નીશાદેવી પોતાનું સામ્રાજ્ય ફેલાવવાની તૈયારી કરી રહી. લગભગ એક પ્રહર રાત્રી વ્યતીત થઇ તો પણ દેવદત્ત સુર્યદેવને અર્ઘ આપવા સરીતામાંજ જાગની પોષ ભરી ઉભો રહ્યો હતો. તે સમયે ત્યાં ગાયોનો ચારનાર એક ગોવાળ આવ્યો. તેણે દેવદત્તને પુછયું અરે ભાઇ! અંધારામાં તું પાણીમાં કેમ ઉભો છે. અહીં તો મગર વીગેરે જળચરની બીક રહેલી છે. માટે સત્વર જળમાંથી બહાર નીકળી જા.

દેવદત્તઃ—મારા ગુરૂદેવની આજ્ઞા મુજબ હું સુર્યને અર્ઘ આપવા ઉભો રહ્યો છું. સુર્ય આવીને અર્ઘ લેઇ જશે ત્યારેજ હું અહીંથી જઇશ.

ગોવાળઃ—સુર્ય એવી રીતે કળીકાળમાં કોઇને પ્રત્યક્ષ થતાજ નથી માટે ખોટી હઠનો ત્યાગ કરી મનથીજ અર્ઘ અર્પણ કર.

દેવદત્તઃ—મનથી મીઠાઇ ખાધી છે એમ માની લઈએ તો તેથી ક્ષુધાની તૃપ્તિ થાય નહી. તેવીજ રીતે મનના વીચારોથી સુર્યને અર્ઘ પહોંચી જાય નહી.

ગોવાળઃ—તહારે દ્રવ્યની ઇચ્છા હોય તો તે મારી પાસે તૈયાર છે. જેટલું દ્રવ્ય જોઇએ તેટલું દ્રવ્ય લઈ ઘેર જાઇ યથેચ્છ સુખમાં વીહાર કર. નકામું શરીરને કષ્ટ આપવાથી કંઇ સુર્ય મળનાર નથી.

દેવદત્તઃ—તું પૃથ્વીના રાજ્યની લાલચ આપે તો પણ તેથી હું ડગનાર નથી. સુર્યદેવને અર્ઘ આપ્યા શીવાય રહેનાર નથી. ભલે, મારો પ્રાણ જાય તેની મને દરકાર નથી.

ગોવાળે દેવદત્તને ઘણા પ્રકારની લાલચો આપી લલચાવ્યો, સમજાવ્યો; તો પણ દેવદત્ત ન ડગતાં અચળ ટેકથી ત્યાંજ ઉભો રહ્યો. તેથી ગોવાળ પોતાના માર્ગે ચાલ્યો ગયો.

એવી રીતે ત્રણ રાત્રી જુદા જુદા ગોવાળ આવી દેવદત્તને સમજાવી ગયા. તો પણ દેવદત્તનું મન ચલાયમાન થયું નહિ.

દીનમણીરાયે તુલસીદાસને કહ્યું:—એ ત્રણ રાત્રીએ આવનાર ત્રણ ગોવાળ મનુષ્ય ન હતા, તેઓ બ્રહ્મા, વીષ્ણુ, અને મહાદેવ હતા. તેમણે દેવદત્તને લલચાવી તેની કસોટી કરી. પરંતુ દેવદત્ત લોભી થયો નહિ; તેના એક નિશ્ચયના પ્રભાવથી ચોથા દીવસના અરૂણોદય પુર્વે ત્રીગુણાત્મક દેવ સુર્ય ભગવાન થોડી ગાયોને લઇને ગોવાળ બનીને ત્યાં આવ્યા અને દેવદત્તને પુર્વવત પુછ્યું. દેવદત્તે તેમને પ્રથમ માફક જવાબ દીધો.

ગોવાળ સ્વરૂપમાં છુપાયેલ સુર્ય ભગવાને કહ્યું:—સુર્યનારાયણ તારી પાસે અર્ઘ લેવા આવે તો તું તેમને ઓળખી શકીશ ?

દેવદત્ત:—મેં તેમને પ્રત્યક્ષ કદી પણ જોયા નથી. પરંતુ ધર્મગ્રંથોમાં લખેલા વર્ણન મુજબ હોય તો હું તેમને ઓળખી શકીશ.

સુર્ય:—ત્યારે સુર્યદેવ કેવા હોય તેનું વર્ણન તો કહે.

દેવદત્ત:—સુર્ય ભગવાન, અનન્ત શક્તિવાળા તેજનો પહાડ. ચતુર્ભુજ, દીવ્ય મુર્તી અને સપ્તમુખી અશ્વોના રથમાં બીરાજેલા હોય છે.

સુર્ય—એવાજ સુર્યને જોવાની ત્હારી ઇચ્છા હોય તો તું ક્ષણભર ત્હારાં ચક્ષુ બંધ કર.

દેવદત્ત—વાહ ભાઇ વાહ ! એમ કરાવી તહારે મને જળમાં ધક્કો મારવો હશે ?

સુર્ય—ભાઇ ! તને મારો ભરૂશો ન હોય તો હું આઘો ઉભો રહુ. પરંતુ તું જરાવાર નેત્ર બંધ કરીને પાછાં ઉઘાડી જો.

દેવદત્તે તેમ કરી જોયું તો તેણે જે કલ્પના કરી હતી તેવું તેજોમય સ્વરૂપ તેના સન્મુખજ ઉભેલું જોયું. તેથી દેવદત્ત અત્યાનંદમાં ગરકાવ થઇ ગયો. સુર્યદેવને પ્રણામ કરવા પણ વીસરી ગયો. ક્ષણ પછી ચીત ઠેકાણે આવતાં

ભગવાન ભાસ્કરને ત્રણ વખત અર્ઘ આપ્યા. તેની પ્રસંસનીય ભક્તિ જોઇ સુર્યદેવ બોલ્યા:—

હે દ્રઢ મનવાળા ભક્ત ત્હારી ધર્મ ઉપરની શ્રદ્ધાથી હું અતિ પ્રસન્ન થયો છું. માટે ત્હારી મન વાંચ્છીત વસ્તુ અર્થાત તારી ખુશી હોય તે વરદાન માગ.

દેવદત્ત—હે પ્રભુ! મનુષ્યને કલ્પતરૂની પ્રાપ્તી થાય પછી અન્ય શી વસ્તુની અપેક્ષા હોય! આપના દર્શનનું મહદ ભાગ્ય મને પ્રાપ્ત થવાથી કલ્પતરૂની પ્રાપ્તીથી પણ અધીક આનંદ થાય છે. તો આ જગતના નાશવંત પદાર્થોમાં હું મીથ્યા મોહ શાને ધરૂં. આપ જો પ્રસન્ન થયા હો તો મને બાળક જાણી નીત્ય પ્રાતઃકાળ પુર્વે મારી પાસેથી સ્વ સ્વરૂપે આવી અર્ઘ લેઇ જવા કૃપા કરવી એજ મારી પુનઃ; પુનઃ અંતીમ પ્રાર્થના છે.

સુર્ય—વત્સ! તારી મનોકામના સફળ થશે. પરંતુ મ્હારા મેળાપની હકીકત તારે અન્યને કહેવી નહી. બીજી કોઇ પણ વ્યક્તિને આપણા મીલનની વાત કહીશ તેજ દીવસથી હું તારો અર્ઘ લેઇશ નહી. એમ કહી સુર્ય અંતરધ્યાન થઈ ગયા.

ભગવાન ભાનુદેવ પાસેથી ઇચ્છીત વરદાન પ્રાપ્ત કરી દેવદત્ત ઘેર આવ્યા. તેના સર્વ સ્નેહીઓ હાંસી કરી પુછવા લાગ્યા–અલ્યા દેવલા!! સુર્યદેવ કેટલા મોટા હતા થાળી

જેવડા કે કથરોટ જેટલા! ડોસા જેવા કે બાળક જેવા! તારી પાસેથી અર્ઘ લઇ તને બદલામાં શું આપ્યું? વસો કે દાગીના! આમ અનેક પ્રકારથી તેની મશ્કરી કરવા લાગ્યા. પરંતુ દેવદત્ત મૌનજ રહ્યો. સત્યશેઠ સુર્યદેવને આપેલા વચન મુજબ બતાવી શકયો નહી.

કાળના વહુન પ્રમાણે દેવદત્તની ઉમ્મર મોટી થવાથી તેણે અભ્યાસ છોડી દીધો.

લેખક (રાગ લાવણી)

લગ્ન કરાવ્યું માત પીતાએ સંસારી દેવદત્ત થયો;
ગીતા જ્ઞાનનું અધ્યયન કરતાં શાસ્ત્ર તણો શુભસાર લહ્યો.

(ગીતામાં કૃષ્ણ કહે છે કે)

મમ માયા છે દુસ્તર ભારી પાર કદી કોઈ પામે નહી;
દેવદત્તને સંદેહ પ્રગટયો પુછું પ્રભુને કાલ સહી.
પ્રાતઃકાળે અર્ઘ આપતાં કહે સુર્યને પાય પડી;
અપાર માયા કૃષ્ણચંદ્રની મુને બતાવો આજ ઘડી.
દીનમણી કહે દેવદત્તને માયામાં કાંઇ સાર નથી;
દેવદત્ત કહે જોવી મ્હારે જગત જેમાં રહ્યું મથી.
પ્રભુ પ્રેમથી લેઇ ભકતને ગયા વૃક્ષની છાયામાં;
આસન વાળી બેઠો જેટલે ભાન રહ્યું નહી માયામાં.
દુર દેશમાં સાગરવર્મા નામે રાજન રાજ કરે;
તેને પેટ પ્રજા નથી કંઈ ધ્યાન હરીનુ સદા ધરે.

ભવ્ય બગીચો હતો રાયનો દૈવયોગથી સુકાતો;
ઘણો સમય જાતાંની સાથે ઉજડ સરખો દેખાતો.
માળણ તેનાં કાષ્ટ લાવીને પોષણ પેટ તણું કરતી,
લેવા કાષ્ટ ઢીને એક જાતાં કૌતુક સરખું નીરખતી.
ફળ્યો બગીચો પણ ફુલોથી તે જોઇને ઉભી રહી;
પુષ્પ તણી શોભા નીરખીને મનમાં બહુ એ હર્ષીત થઈ
સત્ય હશે કે આ કે સ્વપ્નુ આચરજ સરખુ લાગે છે,
કેમ થયું હું ભુલી છું કે આશું અનુપમ ભાસે છે.
અંદર જઈને જોતાં લાગી મધુરાં ફળ બહુ મહેકે છે;
વાત હતી ઉદ્યાન વિષે જે ત્યાં પણ કૌતુક દેખે છે.
સુકી ખંખ પડેલી જુની ધુળ તણા બહુ ઢગ હતા;
તેમાં અમૃત જેવું જળ છે લળી રહી છે વૃક્ષ લતા.
પાણી પીવા ઉતરી તેમાં જળ હીલોળા મારે છે;
પગ પગથીએ મુકયો જળમાં તેવું બાળક ભાળે છે;
ચકીત થઈ વિચારે માળણ નિર્દય રંડા કેવી આ;
મુકી ગઇ કો યક્ષ ગાન્ધર્વી કે મુકી ગઇ દેવી હા.
અહા પ્રભુની લીલા કેવી સુંદર બાળ અનુપમ છે;
છ મહીનાનું કયાંથી આવ્યું કાન્તિ કેવી ઉત્તમ છે.
મારે કંઇ સંતાન નથી તે કૃપા કરી હરિએ આપ્યું;
વંધ્યા મ્હેણુ ભાગે મરૂ પુત્ર કરી મારો થાપુ.
અંતર એવું સમજી લીધો બાળક ઉલટ આણીને.

નારાયણની એવી માયા દેવદત્ત ગયો માળીને.

ફરીની અકળીત માયા બનાવવાને દેવદત્તને આસન વળાવી ભાસ્કર ભગવાને દેવદત્તના શરીરમાંથી તેનું ચૈતન્ય ખેંચી લીધુ. અને ઉપર વર્ણવ્યા મુજબ સાગરવર્માની પુષ્પ વાટીકાની વાવમાં દેવદત્તને છ માસનું નાનુ બાળક બનાવી મુકી દીધું. વેરાન થઇ ગએલો બાગ ક્ષણમાં સુર્યદેવની કૃપાથીજ સુશોભીત થઈ ગયો હતો.

તે બાગમાંથી માળણ દેવાંશી બાળક લેઇને પોતાને ઘેર આવી. માળીએ પોતાની સ્ત્રીની પાસે બાળક જોઈને પુછયું:—હે સન્નારી! આ બાળક કોનુ છે?

માળણ—હે સ્વામીનાથ! જગત નિયન્તાની કૃપાથી આજે આપણુ વાંઝીયા મહેણું નાશ પામ્યું છે. આ સુકુમાર પુત્ર આજે પ્રભુની દયાથી મને રાજાની વાવમાંથી પ્રાપ્ત થયો છે. વળી અધીક આશ્ચર્યની વાર્તા એ છે કે વેરાન થઇ ગયેલો બાગ લીલોછમ દીપી રહ્યો છે. અને નીર્જળ થઇ રહેલી વાવ મીઠા જળથી ભરાઇ ગઇ છે. તેમાં પાણી પીવા જતાં પગથીઆ ઉપર આ બાળકને કલ્લોલ કરતાં મેં જોયું. મને તેની દયા આવી. અને આપણને કંઇ સંતાન ન હોવાથી આપણા પુત્ર તરીકે તેને અહીં લઇ આવી.

માળી—તમે ઘણું ઉત્તમ કાર્ય કર્યું છે; પરંતુ બગીચો રાજાને હોવાથી રાજાની આજ્ઞા લીધા સીવાય આ

બાળક આપણાથી રખાય નહી. આ વાર્તા રાજાને જાહેર કરવાથી પછી કોઇ પ્રકારની ભીતી રહે નહિ.

બાળકને લેઈને સ્ત્રી પુરૂષ ( માળી-માલણ ) બંને જણ દરબારમાં ગયાં. અને સાગરવર્માને ( રાજાને ) સઘળી સત્ય હકીકત નીવેદન કરી.

માળણની હકીકત સંપુર્ણ સત્ય હોવા છતાં રાજા સઘળા મંત્રીઓ—અને અન્ય સભાસદો તેને કલ્પીત વાર્તા સમજવા લાગ્યા.

રાજાએ કહ્યું—આવો વીચીત્ર બનાવ જગતમાં કયાંય બન્યો હોય એમ જાણ્યું નથી. તેથી હું એમ માનું છું કે તમો દંપતી કોઈ જાતનો નીશો કરી ભાન ભુલી અતરે આવેલાં દીશો છો.

માળણ—હે કૃપાનાથ! આપની સભામાં આપના સમક્ષ અસત્ય વદવાથી રાજ્યના અને ઇશ્વરના ગુન્હેગાર થવાય છે એ વાત હમારી જાણ બહાર નથી, હમારી વાતની સાક્ષી બગીચો પોતેજ આપશે આપ ત્યાં પધારો અને ખીલેલુ પુષ્પોદ્યાન નજરે નીહાળી સત્ય હકીકતની ખાત્રી કરો.

રાજા પોતાના મંત્રીઓની સાથે તે બાગ સમીપ જઈ પહોંચ્યા, અને બગીચો તથા વાવ જોઇને પ્રભુની અદભુત લીલાનાં ગુણગાન કરવા લાગ્યા.

રાજાએ મંત્રીઓ સાથે ખાનગી મસલત કરી માળીને કહ્યું—કે માળી! તને જે પુત્ર પ્રાપ્ત થયેલો છે તે પુત્ર તું મને અર્પણ કર. મારે પુત્ર નથી તેમજ મારી માલીકીના બગીચામાંથી તને જડેલો હોવાથી તેના ઉપર મ્હારોજ હક્ક ગણાય.

માળી—હે નૃપેશ! હું પણ આપના સમાન અપુત્ર છું. આજે હરીની કૃપાથી પ્રાપ્ત થએલો બાળક આપની રાજસત્તાથી મારી પાસેથી છીનવી લેશો તો મારૂં કંઇ બળ ચાલે તેમ નથી. પરંતુ હું ખુશીથી આપને આપીશ નહી.

રાજા—ભાઇ! તું દીલગીર ન થા. પ્રજાને રંજાડી હું સુખ ભોગવવાની આકાંક્ષ વાળો નથી. તમો દંપતી વીચાર કરો. આ બાળક મારી પાસે રહેવાથી તે રાજ્યગાદીનો ભોકતા થશે. તમારે ત્યાં તેને શ્રમ કરવો પડશે. વળી તમારા ઉપકારનો બદલો હું ભુલી જઇશ નહિ. આપને ધનથી હું નીહાલ કરી નાખીશ.

રાજાના અત્યાગ્રહથી તે પતિ પત્નિએ એકાંતમાં વીચાર કરતાં તેમને રાજાની વાત સત્ય જણાઇ. બાળક વધુ સુખી થશે અને આપણું દારિદ્ર દુર થશે. વળી લક્ષ્મીના સંચયથી કાશીક્ષેત્રમાં નીવાસ કરી અવશેષ રહેલું આયુષ્ય પ્રભુ ભક્તિમાં પુર્ણ કરી આત્માનું કલ્યાણ કરીશું: બાળકની જંજાળ વધવાથી ઉપાધીમાં લુબ્ધ થવાથી પ્રભુ ભક્તિથી

વિમુખ થવાશે. માટે બાળક રાજાને અર્પણ કરવો યોગ્ય છે. આવો વીચાર કરી ને બાળક રાજાને અર્પણ કરી દીધો.

રાજાએ તેના બદલામાં દંપતીથી ઉંચકી શકાય તેટલું સુવર્ણ દ્રવ્ય આપી તેમને ઘણુંજ આનંદીત કર્યાં.

બાળકના જન્મની ખુશાલીમાં ભીક્ષુકોને ભોજન આપ્યું. બ્રાહ્મણોને ઉત્તમ દાન આપ્યું અને બંદીજનોને બંદીવાસમાંથી મુક્ત કર્યા.

બાળકનું નામાભિધાન હરિદત્ત વર્મા રાખ્યું. કાળક્રમે હરિદત્ત વર્માની વય વૃદ્ધિ પામતાં તેને ઉપવિત સંસ્કારી કરી રાજકાજને યોગ્ય શિક્ષણ આપવા માંડયું.

શિક્ષણ સંપુર્ણ થતાં રૂપમાં સુંદર અને સર્વ સદ્‌ગુણોથી સંપુર્ણ એક રાજ્ય કન્યાની સાથે લગ્ન કરાવ્યું.

સાગરવર્માની ઉંમર વૃદ્ધ થવાથી પોતાની પત્નિ સહિત વાનપ્રસ્થ થવાના શુભ ઈરાદાથી હરીદત્તવર્માને રાજ્યાભિષેક કરી પોતે જંગલમાં જઇ રહ્યો.

એક દીવસ ચાર તીર્થવાસીઓ તે નગરની વિષે આવી પહોંચ્યા તેઓની પાસે વાટ ખર્ચી ખુટી જવાથી નગરમાં અનેક જનો પાસેથી વ્યાજે રૂપીઆની માગણી કરી. પરંતુ અજાણ્યા માણસના ભરૂસા ઉપર કોઇએ રૂપીઆ આપ્યા નહી. નીરાશ થઇ તેઓ છેવટે રાજા હરીદત્તવર્મા પાસે રૂપીઆ લેવા ગયા. રાજાએ તીર્થવાસીઓનું [illegible]

જાણી તેમને હરેક તીર્થવાસીની મુછનો ફક્ત એકેક વાળ લેઇને ચારસો રૂપીઆ વગર વ્યાજે ધીર્યા. તીર્થવાસીઓ પ્રણામ કરી ચાલ્યા ગયા. ત્યાર બાદ રાણીએ રાજાને કહ્યું:–

પ્રાણેશ ! આ વાળની કંઇજ કીંમત ન હોવા છતાં આપે ચારશો રૂપીઆ અજાણ્યા માણસને ધીર્યા તેનો અર્થ આ દાસીને સમજાવશો.

હરીદત્તઃ—વ્હાલી ! એ વાળ નથી. એ તો પુરૂષની મર્દાઇ છે. જો એ વાળ મુકનારા મર્દ હશે તો આપણા રૂપીઆ જરૂર પાછા આપી જશે. આ મુછનો વાળ મુકી જનારા માણસો સમજુ હતા. અને તેઓ આપણી પાસે મદદનીજ આશાએ આવેલા હતા. વળી દુઃખીનુ દુઃખ નીવારણ કરવું એજ આપણો ધર્મ છે એમ સમજીને મેં તેઓને રૂપીઆ આપેલા છે.

રાણીનું હૃદય પતિની ઉદારતાથી સંતોષ પામ્યું હરિની અપાર માયાના ચકકરમાં પડેલા હરિદત્તને રોગ થયો. અને થોડાજ દીવસમા તેનુ મૃત્યુ થયુ. રાજાના મૃત્યુથી નગર ભરમાં શોક છવાઇ ગયો. રાજાના શબને વિધિવત અગ્નિ સંસ્કાર કરી બાળી દીધું.

દેવદત્ત જ્યાં ધ્યાન ધરી હરિની અપાર માયા જોવા બેઠેલો છે ત્યાં સુર્ય દેવની કૃતિથી એક મોટો ભ્રમર ગુંજા- [illegible]

દીધો. તેજ ક્ષણે સુર્ય દેવે હરિદત્ત રાજાના આત્માને દેવદત્તના શરીરમાં મુકી દેવાથી દેવદત્ત ઝબકીને જાગૃત થયો તેનું ધ્યાન ભંગ થતાં ચક્ષુ ખુલી ગયાં. તો સુર્યદેવને પોતાની સન્મુખ ઉભેલા જોયા.

પોતાનું જળપાત્ર અને પોતાનાં ભીનાં વસ્ત્રો જોઇ અધિક આશ્ચર્યથી તેણે સુર્યદેવને કહ્યું:—

હે પ્રભુ ! તમારી અકળીત માયાથી હું દેવદત્ત બ્રાહ્મણ મટી હરીદત્ત રાજા થયો. મેં ચાલીસ વર્ષ રાજ્ય કર્યું તો પણ આ મારાં વસ્ત્રો ભીનાં છે. એ આપની અપાર માયાનો પ્રતાપ છે. એમ કહી સુર્યદેવને પ્રણામ કરી તેમની આજ્ઞા લઇ પોતાને ઘેર ગયો.

નીત્ય નીયમ કરતાં ઘેર વંહેલો જવાથી તેની માતાએ પુછયું-હે પુત્ર ! આજ આટલા ટુંક સમયમાં તું ઘેર કેમ પાછો આવ્યો છે.

હરિની અકળીત માયા જોઇ આવેલો દેવદત્ત કંઇ જવાબ ન આપતાં પ્રભુ ભક્તિમાં લીન થઇ ગયો,

વિદ્યા દેવીની કૃપાથી દેવદત્ત શાસ્ત્રમાં અધીક નીપુણ થવાથી તેને પંડીતનું પદ પ્રાપ્ત થયું.

× × × ×

મુછનો વાળ મુકી નાણું લઇ ગએલા તીર્થવાસીઓ હરિદત્તવર્માને ત્યાં રૂપીઆ આપી વાળ પાછો લેવા ગયા. તો તેમને માલુંમ પડ્યું કે ઘણા વર્ષથી રાજા મૃત્યુ પામેલા

છે. તેથી તેમણે રાણીને વીનંતી કરી પોતાના વાળ પાછા આપવા જણાવ્યું.

પતિ વીરહથી દુખીત થતી રાણીએ છડીદાર પાસે ધક્કા મરાવી તીર્થવાસીઓને ગામ બહાર કાઢી મુકાવ્યા તેથી તીર્થવાસીઓ દુખીત થઇ આગળ ચાલી નીકળ્યા.

* * * *

દેવદત્તને પંડીતનું પદ પ્રાપ્ત થતાં રાજ્ય તરફથી તેને સારૂ વર્ષાસન બાંધી આપ્યુ હતું. તેના બદલામાં રોજ સવારમાં રાજાને ધર્મગ્રંથ વાંચી સંભળાવવા રાજદરબારમાં જવું પડતુ હતું. રાજ્ય તરફથી તેને છડી પાલખીની ભેટ કરવામાં આવી હતી.

એક દીવસ સવારમાં દેવદત્ત રાજદરબારમાં પાલખીમાં બેસી જતો તેજ સમયે ચારેય તીર્થવાસી ત્યાં આવી પહોંચ્યા.

તીર્થવાસીઓ દેવદત્તને જઇ કહેવા લાગ્યા-હે રાજાધીરાજ! આપના બારસો રૂપીયા લઇને હમારી મુછનો વાળ આપવા કૃપા કરો. આપ આપની રાણી અને દૈવતને રોતી કકળતી મુકી ફરેબ આપી અહીંયાં નાસી આવ્યા છો તે કૃત્ય ઘણું તીરસ્કારને પાત્ર છે.

દેવદત્ત-આપ તીર્થવાસીઓ! તમો કોણ છો? અને મારી પાસે શું માગો છો?

તીર્થવાસી-રાજેન્દ્ર! આપ વિસ્મૃત થવાનો ઢોંગ શોધી છે. આપને હમારી મુછનો વાળ આપી આપની

પાસેથી ચારસો રૂપીઆ લીધા હતા. તે રૂપીઆ આપની રાણીને આપવા જતાં તમારી રાણીએ અમારૂ સખત અપમાન કરી નગરમાંથી કાઢી મુકયા. અને હમારી કોઇપણ વાત સાંભળી નહિ, અનાયાસે અમો પર્યટન કરતા આ નગ્રમાં આવી પહોંચ્યા. તો આપનો ઈશ્વરેચ્છાથી ભેટો થયો તો કૃપા કરી હવે ચાલો અને અમારા વાળ પાછા અપાવો.

દેવદત્તે સ્વગત વિચાર કર્યો—અરે હરિ! તમારી માયાનું પ્રાબલ્ય અધીક છે. એકજ જન્મમાં બે માતા પીતાનો બાળક બન્યો. અદ્યાપિ પર્યંત એ ગુપ્ત રહસ્ય હજુસુધી કોઈ જાણી શકયું નથી. આ તીર્થવાસીઓની ખટપટથી ભેદનો પ્રકાશ થઇ જશે, તો મારે મૃત્યુનું મરણ સ્વીકારવું પડશે.

આવો દેવદત્ત વીચાર કરે છે ત્યાં તેને એક યુક્તિ સુઝી.

દેવદત્તઃ—હે તીર્થવાસીઓ! જો તમારે ઋણ મુકત થવુંજ હોય તો મારી પાસે એક પ્રતિજ્ઞા કરો કે હરીદત્ત અમને મળ્યા છે એ વાત કોઇને કહીએ તો હમારી યાત્રા નીષ્ફળ જાય.

તીર્થવાસીઓએ તેવી પ્રતિજ્ઞા કરી.

દેવદત્ત—હે તીર્થવાસીઓ! મારા મહેલમાં જઈ મારી રાણીને કહો કે રાજા જે પલંગમાં સુતા હતા તેના પુર્વ ભાગના પાયા નીચે સુવર્ણની ડાબડીમાં તે વાળ મુકેલા છે તે અમને આપો.

તીર્થવાસીઓએ પાછા જઈ હરિદત્તની રાણીને ઉપર મુજબ કહ્યું. રાણીએ જવાબ દીધો. આપને તે પલંગ બતાવું તેના પાયા નીચેથી આપઆપની મેળેજ ખોદી લ્યો.

તીર્થવાસીઓએ રાણીના બતાવેલા સ્થળે જઇ જમીન ખોદવા લાગ્યા. તતક્ષણ રાણીએ દ્વાર બંધ કરી અંદરથી સાંકળ વાસી દીધી. તીર્થવાશીઓ ગભરાટથી ભયભીત થઈ બોલી ઉઠયા:–અરે બ્હેન! અંધારૂં થયું દ્વાર ઉઘાડો.

રાણીએ જવાબ દીધો પલંગ નીચે દાબડી છે એમ તમોએ સાથી જાણ્યું તે સત્ય કહો?

તીર્થવાસી—હમોને રાજાએ તેજ દીવસે કહ્યું હતું. કે દાબડી પલંગ નીચે દાટીશ.

રાણી:—મને કોઇ દીવસ તે વાર્તા કહી નથી. માટે આપ કલ્પીત વાત ન કહેતા સત્ય કહેશો તોજ આપની મુક્તિ થશે.

તીર્થવાસી:—અમોને આપે નગ્ર બહાર કઢાવી મુકયા પછી જે સ્થળે રાજાજીને અગ્નિદાહ કર્યો હતો ત્યાં રાત્રી દીવસ ઉપવાસ કરી બેસી રહ્યા. કાલ રાત્રે અમોને સ્વપ્નામાં રાજાજીએ આવી આ સ્થળ બતાવ્યું તેથી હમો તમારી પાસે પાછા આવ્યા.

રાણી:—મારા કરતાં આપનાં ઉપર વિશેષ હેત હતું. તેથી તમોને સ્વપ્નામાં કહી ગયા હશે? મને અથવા તેમના

માત પીતાને કહી સ્વપ્નામાં આવી કહી ન જતાં આપને કહી ગયા. આવી કલ્પીત વાતો જવા દઈ સત્ય હકીકત નહિ જણાવો તો અંદર રીબાઇને મૃત્યુ પામશો પરંતુ બહાર નીકળવા પામશો નહિ એ યાદ રાખજો. રાણીએ ગુસ્સાથી કહ્યું.

તીર્થવાસીઓ રાણીના કોપથી ડરી જઈ અરસપરસમાં વીચાર કરવા લાગ્યા.

તીર્થવાસીઃ—૧ સત્ય હકીકત જણાવી આપણો છુટકારો મેળવી લેવો એજ મને તો શ્રેષ્ટ લાગે છે.

તીર્થવાસીઃ—૨ પ્રતિજ્ઞાને ભંગ કરી મહા પાતકનાં ભોક્તા થવા કરતાં મૃત્યુનો સ્વીકાર કરવો એજ મને તો યોગ્ય જણાય છે.

તીર્થવાસીઃ—૩ કોઇ પણ નિયમ, વૃત, તપ, પ્રતિજ્ઞા એ સર્વ આત્માના ઉદ્ધાર માટે કરેલાં હોય છે, જે નીયમનું પાલન કરતાં આપણું મૃત્યુ થતુ હોય તો તે નિયમનો ત્યાગ કરવો.

તીર્થવાસીઃ—૪ જીવતા રહીશું તો યાત્રા પુનઃ કરીશું. મનુષ્યનો દેહ દુર્લભ છે માટે તેને કોઇ ઉપાયે પણ જાળવવો જોઇએ સત્ય હકીકત કહેવાથી ઉદ્ધાર થશે અને રીબાતી રાણીને પતીનું મીલન થશે. આમ ઉભયને લાભ છે.

આવા વીચારને અંતે તેઓએ રાણીને કહ્યું કેઃ—આપ હમારી સાથે પધારો તો દુરથી આપને હરીદત્ત દેખાડી દઇશું.

હરીદત્તને બતાવવાનું વચન લઈ રાણીએ દ્વાર ખોલી નાંખ્યાં પરંતુ તેઓ નાસી જાય નહિ તેવો પ્રતિબંધ કર્યો.

રાણીની આજ્ઞાથી રાજ્ય સેવકો પાસેના ઉપવનમાંથી વૃધ્ધ રાજા રાણીને તેડી લાવ્યા. તેમને પ્રણામ કરી રાણીએ તીર્થવાસીઓએ કહેલી હકીકત કહી સંભળાવી. તે સાંભળી વૃદ્ધ રાજાને આશ્ચર્ય થયું. તેમણે તીર્થવાસીઓને કહ્યું:-હે ભાઈઓ! આમ અસત્ય વાર્તા કહી હમારી હાંસી શા માટે કરો છો? જે દેહને હમારા હસ્તે અગ્નિદાહ કરવામાં આવેલો છે તેને આપ સજીવન જણાવો છો. એ આપનાં ચક્ષુમાં ભ્રમ તો નથીને?

તીર્થવાસી:—મહારાજ! હમો આજે ધર્મ સંકટમાં ફસાવાથી આપ જેને મૃત્યુ પામેલા માનો છો તેને સજીવન બતાવા આપને તેડી જઇશું. માત્ર આપને દુરથી બતાવીશું. પછી આપને યોગ્ય લાગે તેમ કરજો.

વૃદ્ધ રાજાને તેમની વાત યોગ્ય લાગવાથી પોતાની સાથે કેટલાક વિશ્વાસુ માણસો લેઇને તીર્થવાસીઓની સાથે દેવદત્તના નગ્ર ભણી ચાલ્યા થોડે દીવસે વૃધ્ધ રાજા દેવદત્તના ગામ આવી પહોંચ્યા.

દશ વાગ્યાના સુમારમાં ભર બજારમાં વૃદ્ધ રાજા પોતાના માણસો સાથે ઉભા રહેલા છે તેટલામાં હરીદત્ત પાલખીમાં બેસી રાજ્યભુવન ભણી જતો દ્દષ્ટી ગોચર થયો. તેને બતાવતાં તીર્થવાસીઓએ કહ્યું:—

જુઓ, જુઓ, આ પાલખીમાં પધારે છે તે હરીદત્ત મહારાજા ખરા કે નહિ?

પાલખીમાં બેઠેલા દેવદત્ત તરફ સર્વની દ્રષ્ટિ જતાં તેઓએ હરીદત્ત મહારાજાની જય બોલાવી. પોતાના ગુપ્ત નામનો જય ઘોષ સાંભળી હરીદત્તે બાજુમાં જોયું તો સાગરવર્મા અને અન્ય પ્રજાજનોને જોઇ તેને આશ્ચર્ય થયું સાગરવર્માએ દોડી જઇ તેને આગળ વધવાનો માર્ગ બંધ કરી ઉભો રહ્યો.

ઘણા દીવસના વિયોગ અંતે પુત્ર પ્રાપ્તિ થતાં સાગરવર્માને હર્ષાશ્રુ આવ્યાં ક્ષણભર તે અવાક રહ્યો શુદ્ધિમાં આવતાં તેણે કહ્યું:—

અરે વાહલા હરીદત્ત! હમારા વૃદ્ધાપાની શું તને દયા ન આવી. તેં હમોને દગો કરી તું અહીં નાસી આવ્યો છે. આ તારી રાણીનું રૂદન શત્રુને પણ દયા ઊપજાવે છે. તારી રૈયત તારા વિયોગથી ઝુરી મરે છે. છતાં તું અહીં મોજશોખમાં ગુલતાન બની હમોને ભુલી ગયો છે. ચાલ, ભાઈ ચાલ, આપણા રાજ્યમાં આવી સર્વને સુખ આપ.

હરિદત્ત કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ચિત્રવત ઉભો રહી વીચાર કરવા લાગ્યો. જરૂર તીર્થવાસીઓએ પ્રતિજ્ઞાનો ભંગ કર્યો હે પ્રભુ! હે સુર્યદેવ! આ તમારી અકળીત માયા પાસમાંથી મને મુક્ત કરો.

પાલખી રસ્તામાં રોકાઇ જવાથી ગામના લોક કૌતુક જોવા ભેગા થયા. સત્ય વાત કોઈ જાણતું ન હોવાથી અવનવી કલ્પનાઓ થવા લાગી.

વિષ્ણુશર્માને કોઈ માણસે ખબર આપી કે-તમારા પુત્ર દેવદત્તને કોઇ રાજા દેવીને ભોગ ચડાવા સારૂ બળાત્કારથી પકડી જાય છે.

આવી અનિષ્ટ વાત શ્રવણ કરતાં દેવદત્તનો પિતા માતા તથા સ્ત્રી ત્રણે જણ અતિશય કલ્પાંત કરતાં તહાં આવી પહોંચ્યાં વિષ્ણુશર્માએ આજીજી કરતાં પોતાના પુત્રને છોડી દેવા કહ્યું:-

સાગરવર્મા— હે વિપ્ર ! આપુત્ર તો મહારો છે, તમારો તેના ઉપર કંઇ હક નથી.

વિષ્ણુશર્માઃ—અરે ! ગળેપડુના સરદાર એમ કહી તહારે મારા પુત્રનો વધ કરવો છે; કેમ ? તહારો પુત્ર એ ક્યાંથી ? તને બોલવાનું પણ ભાન છે કે નહિ ?

સાગરવર્માઃ—મહારાજ ! મહારી વાત તો જરા ધ્યાન દઈને સાંભળો.

વિષ્ણુશર્માઃ—મહારે તમારી કાંઇ વાત સાંભળવી નથી. મહારા પુત્રને પ્રપંચથી-બળાત્કારથી તહારી લઈ જવાની ઇચ્છા કદી સફળ થશે નહિ.

સાગરવર્માઃ— બળાત્કાર અથવા પ્રપંચથી મ્હારે લઇ જવો નથી. પરંતુ ન્યાયથી એ પુત્ર મ્હારો છે એમ સિદ્ધ કરી આપીને લઈ જવો છે.

વિષ્ણુશર્માઃ— પુત્ર મ્હારો છે તેમાં વળી ન્યાય શો?

સાગરવર્માઃ—ન્યાય એટલે પુરાવો. હું મ્હારા હકનો પુરાવો રજુ કરૂ છું સિપાઇ! માલણને બોલાવી લાવ રાજાએ પોતાના દુતને હુકમ કર્યો.

સિપાઇએ તતક્ષણ માલણને ત્યાં આગળ રજુ કરી.

સાગરવર્માઃ—હે વિપ્ર! આ માલણને મ્હારા બગીચાની વાવમાંથી છ માસની ઉમ્મરનો બાળક પ્રાપ્ત થયો. તેને મેં સુવર્ણ દ્રવ્યથી સંતોષી બાળકને મારો ઉત્તરાધીકારી ઠરાવ્યો. રાજકુંવરને યોગ્ય એવો વિદ્યાભ્યાસ, કરાવ્યો. પરણાવ્યો જુઓ આ ઉભી છે તે તેની ધર્મપત્નિ તેના સાક્ષી તરીકે આ મ્હારી રૈયત; તેમને પુછવાથી આપ સહુજમાં જાણી શકશો કે તે પુત્ર ઉપર સંપુર્ણ હક્ક મ્હારોજ છે.

વિષ્ણુશર્માઃ—રાજેન્દ્ર! તમને આ બાળક છ માસનો મળ્યો. પરંતુ મ્હારી પત્નિને ગર્ભ રહ્યો. અને મેં સીમન્ત સંસ્કાર કર્યા. જ્ઞાતિને મિષ્ટાન્ન જમાડયાં ત્યાર પછી બાળકનો જન્મ થયો. તેના જન્માક્ષર કરાવ્યા. ભણાવી લગ્ન કર્યું. પંડીતનું પદ પ્રાપ્ત થયું. એ બધું આ ગામના લોકોને

પુછવાથી તમોને માલુમ પડશે. અને તેથી તમે જાણી શકશો કે તે બાળક ઉપર હક્ક મહારાજ છે.

નગરજનોએ વિષ્ણુશર્માની પક્ષ કરી રાજાને કહ્યું એ વિષ્ણુશર્માનોજ પુત્ર છે તમો અસત્ય વદી બાળાત્કારથી દેવદત્તને લઇ જવા ધારો છો.

પ્રિય વાંચકો ! બન્ને પક્ષના પુરાવા સત્ય હોવા છતાં આનો નિકાલ શી રીતે થઇ શકે બ્રાહ્મણ, રાજા, તથા રૈયતના બુધ્ધિશાળી લોકો પણ બહુ ગુંચવાયા. પરંતુ કોઇ તેનો ઇન્સાફ કરી શકયો નહિં દીવસ જેમ વ્યતિત થવા લાગ્યો, તેમ તમાસો વૃદ્ધિ પામતો જવાથી મનુષ્યોની મેદની જામતી ગઈ. તે નગ્રના રાજાને પણ આ વિચીત્ર કૌતુકની ખબર થઈ. તેથી તે પોતાના પ્રધાન સાથે ત્યાં આવી પહોંચ્યો. બન્ને પક્ષને ઘણા સમજાવ્યા. પરંતુ પુત્ર એક ! અને બાપ બે ! તેમાંથી પોતાનો હક્ક કોણ છોડી દે.

રાજા ગહન વીચારમાં પડયો. બંનેની તકરાર સાચી હોય તેવું અનુમાન થાય છે. માટે પુત્ર કોને સોંપવો. દેવ-દત્તને કેટલાક પ્રશ્ન પુછ્યા, પરંતુ તે નીરૂત્તર રહ્યો. એટલે તે નગ્રનો રાજા કંઇ પણ નીકાલ કર્યા સીવાય પોતાના મહાલય તરફ પાછો ચાલી ગયો.

રાજા ન્યાય કરવાને અશકત નીવડયા પછી થોડીવારે એક વૃદ્ધ પુરૂષ તહીં આવી પહોંચ્યા. જેનો દેહ જર્જરીત

થઈ ગયેલો છે. નાકમાંથી લીંટ પડે છે. કાનથી સંભળાતું નથી. ત્વચા ફાટેલાં વસ્ત્રોની પેઠે લટકી પડેલી છે. પગ ચાલવાને અશકત હોવાથી લાકડીના ટેકાથી ધીમે ધીમે ચાલવાની ફરજ પડેલી છે. તેવા એક વૃદ્ધ પુરૂષને પાલખી સમીપ આવી પહોંચેલા જોઇ દેવદત્તના બંને પીતાએ તેમને પ્રણામ કરી પોતાની હકીકત કહી સંભળાવીને પુછ્યું:-હે સંત પુરૂષ! જે પ્રકારે આગારા બંનેનું હીત થાય તેવો ન્યાય કરી આપવા કાંઇ ઉપાય જાણો છો?

વૃધ્ધ:—આ સર્વ મનુષ્યો અતરેથી જતા રહે. ફકત તમો સાત માણસ અતરે રહો તો ન્યાય કરી આપું. દેવ-દત્તે વિચાર કર્યો. હે શ્રી હરી! તમારી અકળીત માયાનો પ્રભાવ ખરેખર અપાર છે. આ વૃદ્ધ મનુષ્ય શું ન્યાય કરશે. અંતમાં મારે આપઘાત કરી આ દેહનુ પતન કરવું પડશે. આવો વીચાર કરી રહ્યો છે. તેટલામાં વૃદ્ધની સુચના મુજબ સર્વ લોક વેરાઇ ગયા, ફકત દેવદત્ત અથવા હરીદત્તનાં બે માતા. બે પીતા, બે પત્નિ એમ છ મનુષ્ય રહ્યાં. તેમને વૃદ્ધ પુરૂષે થોડી ક્ષણને માટે દુર બેસવાનું કહ્યું.

દેવદત્ત— હે વૃદ્ધ પુરૂષ આપ કોણ છો?

વૃદ્ધ-હું પુરાણ પુરૂષ છું (સર્વથી જુનો એટલે ઇશ્વર)

દેવદત્ત— તમો આ ન્યાય કેવી રીતે કરશો આપને સંકોચ વિના હું સત્ય હકીકત કહું છું કે આ બંને મહારાં

માતા પિતા ખરેખરાં સાચાં હકદાર છે. તેમાંથી આપ મને કોને આપશો.

આ સાંભળી તે વૃદ્ધ પુરૂષે પોતાનુ મુખ દેવદત્તના સામુ પહોળુ કર્યું. તેમાં દેવદત્ત જોવા લાગ્યો. તો પોતાના જેવા કરોડો દેવદત્ત તે મહાપુરૂષના મુખમાં ફરતા દીઠા તે જોઈ દેવદત્ત વિસ્મય થયો. અને શ્રી હરીને તેઓના સત્ય સ્વરૂપમાં ઓળખી શકયો, પ્રભુની સ્તુતી કરી તેમને પ્રણામ કર્યાં.

પ્રભુએ દેવદત્તને પુછયું-કેમ, હજુ વધારે માયા જોવી છે કે? દેવદત્તે દીનવદનથી કહ્યું:—હે કરૂણાળુ મને બતાવી તેવી માયા બીજા કોઈને બતાવશો નહિ. મહાન દુસ્તર કામ કરનારી તમારી માયાના પાસમાંથી હે પ્રભુ! હવે મને બચાવો. હું આપનેજ શરણે આવેલો છું.

પ્રભુએ આજ્ઞા કરી-તમો સાત જણ મ્હારી સાથે ગામ બહાર ચાલો હું ત્યાં ન્યાય કરી આપીશ.

સાતે જણ વૃદ્ધની આજ્ઞા મુજબ ગામ બહાર ગયાં. ત્યાં વૃધ્ધે બન્ને પક્ષને પુછયું:-ખરેખર કહો, આ કોનો પુત્ર છે?

રાજાએ કહ્યું-મ્હારો-અને બ્રાહ્મણે પોતાનો જણાવ્યો.

વૃધ્ધ-એક પુત્રને બે માતા પિતા હોય નહિ પરંતુ જે સત્ય હશે તેજ ન્યાય થશે. તમે બન્ને પક્ષો દેવદત્તનો

અકેક હાથ પકડો. એમ કહી દેવદત્તનો એક હાથ રાજા, રાણી અને હરિદત્તની સ્રીને ઝલાવ્યો. બીજો હાથ વીષ્ણુ શર્મા, તેની પત્ની, અને દેવદત્તની સ્રીને ઝલાવ્યો. પછી ઉભયને કહ્યું તમો બન્ને બળ કરી હાથ ખેંચી ચાલવા માંડો. જેનો પુત્ર હશે તેના ભણી તે જશે. પાછું વાળીને જોશો નહિ. અને જોશો તો ખાલી ફેરો પડશે.

પ્રભુની આજ્ઞા થતાંજ ઉભય પક્ષે પોતાના ભણી દેવદત્ત ઉર્ફે હરીદત્તને ખેંચવા માંડયો.

ઈશ્વરની અજબ લીલાથી ઓર ચમત્કાર થયો.

દેવદત્તના બે વિભાગ થયા. એક વિભાગ વિષ્ણુશર્માના ભણી ચાલવા લાગ્યો એવી રીતે હરીની અકળીત માયાથી એક પુત્રના બે પુત્ર થયા. રાજા અને બ્રાહ્મણ બન્ને એમ સમજવા લાગ્યા કે હમારો પુત્ર હતો તેથી હમોને મળ્યો છે. પરંતુ સત્ય ભેદ દેવદત્ત સીવાય કોઇ જાણી શકયું નહિ. સૌ સૌના સ્થાનકે ગયા વૃદ્ધ પુરુષ અંતરધ્યાન થયા.

દીનમણીરાયે તુલસીદાસને ઉપરોક્ત દૃષ્ટાંતની સમાપ્તિ કરતાં કહ્યું–હે વત્સ ! પ્રભુની માયા એવી અપાર હોવાથી પ્રભુને ફક્ત ભક્તિથીજ વશ કરી શકાય છે.

( રાગ – ગઝલ )

નથી જંગલ વિષે જડતો; નથી એ તીર્થમાં ફરતો;<br>
નથી મંદિરમાં મળતો; નથી એ પાણીમાં ભમતો,

નથી મથુરાં મદીનામાં; ભુલાવો બાંગ પોકારી;
નથી કંઇ રાખ ચોળ્યાથી; તીલક માળા જુઓ ધારી.
નથી એ પાલીતાણામાં, નથી વસતો હિમાલયમાં
નથી શ્રીમંતના ઘરમાં, નથી એ રાજ મહાલયમાં.
બતાવું ઠામ ઠેકાણું વસે વિશ્વપતિ જેમાં;*
કરે નિષ્કામ જે ભક્તિ હરી રહેતો હૃદય તેના

# પ્રકરણ ૫.

## પતી-પત્નિ

દીનબંધુરાયની પુત્રી પ્રભાદેવી (જેને તુલસીદાસે જળમાંથી ડુબતાં બચાવી હતી) લગ્ન યોગ્ય ઉમ્મરની થવાથી તેના પીતાએ સદ્‌ગુણ સંપન્ન વરની શોધ કરવા માંડી પરંતુ પ્રભાદેવીને યોગ્ય વરની પ્રાપ્તિનાં ચિન્હ જણાયાં નહિ. કોઇ મહુરતીઓ નાનો હોય તો કોઇ કદરૂપો કોઇ સદ્‌ગુણી હોય તો કુળહીણ હોય આવી રીતે અનેક ઉપાધીઓ નડતી હોવાથી પ્રભાદેવી મુખ્ય વયની થઈ જવા છતાં હજુ સુધી તેને અવિવાહીત રહેવાની ફરજ પડી હતી.

પ્રભાદેવી જાણતાં અથવા અજાણતાં તુલસીદાસની કોટે વળગી પડી હતી. એટલે બેભાન અવસ્થામાં પણ પોતાનાં શરીરને તુલસીદાસનો સ્પર્શ થવાથી શુદ્ધ સતી ધર્મનું શિક્ષણ લેનારી પ્રભાવતી તુલસીદાસને પોતાનો પતી

માનતી હોવાથી તેણે પોતાની અંતર ઈચ્છા સખી મારફત દીનમણીરાયને જણાવી.

દીનમણીરાયે પ્રભાવતીની માગણી યોગ્ય લાગવાથી તેમણે તુલસીદાસની સાથે પ્રભાવતીનું લગ્ન કર્યું.

× × × ×

તુલસીદાસની વિદ્વતા અને સદ્ગુણનાં વખાણ સાંભળી આંદાપુરના રાજ્યાધીકારી તરફથી તેમને રાજાપુર ગામમાં વિદ્યાગુરૂની પદવી પ્રાપ્ત થવાથી તેઓ રાજાપુરમાં પોતાની પત્નિ સહીત આવી રહ્યા.

પ્રભાવતીએ પોતાના સદ્ગુણો અને સૌન્દર્યથી તુલસીદાસનું હૃદય એટલું બધું વશ કર્યું હતું કે તુલસીદાસ જગતમાં પ્રભાવતી સિવાય કંઈજ વસ્તુ દેખી શકતા નહિ. અર્થાત તેમના હૃદયમાં પ્રભાવતીનો વાસ હોવાથી તેઓ વિદ્યાર્થીઓને યોગ્ય શીક્ષણ આપી શકતા નહી. સર્વ કામમાં તેઓને પ્રભાવતીની પ્રતિમા સિવાય કંઇજ દેખાતું નહિ.

આવીં રીતે પ્રભાવતી ઉપર અનિવાર્ય પ્રેમ-મોહ હોવાથી વારંવાર પ્રભાવતીને તેના પીયરથી તેડવા આવવા છતાં કોઇ દીવસ તુલસીદાસ પોતાને સાસરે પ્રભાવતીને જવા દેતા નહિ.

એક દિવસ તુલસીદાસ વિદ્યાલયમાં ગયા હતા તેવો સુયોગ સાધી તુલસીદાસનો સાળો દેવપ્રસાદ પોતાની બહેનને તેડવા આવ્યો.

પતિવ્રત પાળનારી પ્રભાદેવી પોતાના વડીલબંધુ દેવપ્રસાદની સાથે પતિની આજ્ઞા સીવાય જવા સમ્મત થઇ નહિ.

તેથી દેવપ્રસાદે એક તુત—જુડાણું ઉભુ કીધુ. પ્રભાદેવીને દેવપ્રસાદે સમજાવ્યું કે તેની માતુશ્રી ઘણી બીમાર હોવાથી અંત સમયમાં પ્રભાદેવીને મળવાની ઘણી આકાંક્ષા રાખે છે. તુલસીદાસ વિદ્યાલયમાંથી આવી પહોંચશે તો પછી તને આવવા દેશે નહિ. માટે સત્વર માતુશ્રીને મળવા માટે આવવુંજ જોઇએ.

માતા વત્સલ પુત્રી માતાને મળવાના વિચારમાં પતીની આજ્ઞા લેવા ન રહેતા પોતાનાં વસ્ત્રો વીગેરે લઇ પોતાના બંધુ સાથે પીયર ભણી ચાલી નીકળી.

સાંજ પડતાં તુલસીદાસ પોતાના ઘેર આવ્યા તો દ્વાર બંધ દીઠાં. પાડોશીઓને પુછતાં માલુમ પડયું કે પ્રભાવતી તેઓના ભાઇ સાથે તેમના પીયર ગયેલાં છે.

બસ ! થઇ ચુકયું. પાડોશીઓની પાસેથી પત્નીના સમાચાર સાંભળતાંજ માનુનીમાં મોહાન્ધ બનેલા તુલસીદાસે દ્વાર ખોલવાની તસ્દી પણ લીધી નહિ. ભોજન સમય થઇ જવા છતાં ભોજન પણ લીધું નહિ. ક્ષુધાતુર પેટે અંધારી ભયાનક રાત્રિના સમયમાં તુલસીદાસ પોતાના સાસરે જવા નીકળી ચુકયા. શુરાનાં શુર ઝુકાવનાર બહાદુરોને કંપાવનારાં,

ક્રૂર પશુઓથી વસેલા બીહામણું જંગલોમાં સ્વ સ્રીના સૌન્દર્યમાં મુગ્ધ બનેલા તુલસીદાસ ભાન ભુલી નીડરતાથી ચાલ્યા જતા હતા.

( રાગ–કવાલી. )

પ્રેમ પંથમાં મસ્ત બનેલા વનીતા વીરહે ભાન ભુલ્યા;
સવળો મારગ મુકી ચાલ્યા ગંગા ત્રટ પર જઇ ચઢયા,
વળતી વીમાસણમાં પડીયા ભાગીરથમાં પુર હતું;
પાર મુજાને પ્રભુ ઉતારો, નથી નાવડુ એક જતું.
વીચાર કરતાં વાર થાય છે, પાર જવાનું કેમ કરૂં;
તેવે મુડદું એક તણાતું આવ્યું પુલ્યું જળે ભર્યું.
જાણ્યું નૌકા આવી છે આ તુળસી શીદને વાર કરે;
સમને પકડી બેઠા ઉપર હરિ ઇચ્છાને અનુસરે;
ભાવી બળથી પાર ગયું એ તુલસી મન આનંદ થયો,
પાછું ગામ જવાનું મ્હારે સમજી એવું બાંધી ગયો.

અહા ! શું કામદેવનો પ્રતાપ ! તુલસીદાસ સ્રીના ચીંતનમાં તન્મય થઇ ગયેલા હોવાથી તેઓને શબનું પણ ભાન રહ્યું નહી. અને ઉરમાં જરા પણ વીચાર કર્યો નહિ. કે અંધારી રાતે નૌકા કયાંથી આવી. મહા મુશીબતથી ગંગા પાર ઉતરી તેઓ પોતાના સસરાના ઘર પાસે આવી પહોંચ્યા. પરંતુ દ્વાર બંધ હોવાથી તેઓ અંદર દાખલ થવાનો માર્ગ શોધવા લાગ્યા. મકાનની આજુબાજુ ફરતાં ફરતાં તેઓને

જ્યાં પ્રભાદેવી શયન કરતી હતી તે માળ ઉપરની બારી ખુલ્લી માલુમ પડી. તે બારી નીચે એક વૃક્ષ ઉગેલું હતું તે વૃક્ષ ઉપર ચડી તુલસીદાસ બારીમાં છલંગ મારી ચડવાનો વિચાર કરવા લાગ્યા પરન્તુ તેઓના સદ્‌ભાગ્યથી બારીમાં રસી ( દોરડી ) લટકતી માલુમ પડી તુલસીદાસ તે દોરડાને ઝાલી તેની મદદથી બારીમાં દાખલ થયા. તો ત્યાં કર્માધીન પ્રભાદેવી એકલી નીંદ્રાધીન માલમ પડી. તુલસીદાસ મંદ ગતિથી તેણીના પલંગ પાસે જઈ પ્રભાદેવીના કપાળ ઉપર પોતાનો હસ્ત મુકયો પુરૂષના સ્પર્શથી પ્રભાદેવી ચમકી જાગૃત થઇ, તો પોતાના સમીપ પોતાના પતિને ઉભેલા દીઠા.

પ્રભાદેવી—હે સ્વામીનાથ ! આપ અંધારી રાત્રીએ મુશળધાર વૃષ્ટિમાં અચાનક કયમ આવી પહોંચ્યા ? ગંગાજીમાં ભરપુર જળ હોવા છતાં નૌકા વીના તમો કેવી રીતે આ પાર આવી પહોંચ્યા ! વળી આ મકાનનાં દ્વાર કોણે ખોલ્યાં ?

તુલસીદાસ—હે પ્રિયા ! તારા વિના મને ક્ષણભર રહેવું દુસ્તર થઇ પડયું. તારા વિરહાગ્નીમાં આ તન વગર અગ્નિએ બળવા લાગ્યું, તેને શીતળ કરવા માટે તારી પ્રત્યક્ષ મુર્તિની જરૂર હોવાથી હું અત્રે અસહ્ય કષ્ટ વેઠી ચાલી આવ્યો છું. પ્રભુની પુર્ણ કૃપાથી ગંગા ભરપુર હોવા છતાં એક નૌકા તણાતી આવી તેની મદદથી હું તરી પાર ઉતરી

અહીં આવ્યો. અને તમોએ લટકાવી રાખેલું દોરડું ઝાલી બારીમાં થઇ સમીપ આવી પહોંચ્યો.

પ્રભાદેવી–નહિ, નહિ, નાથ! આપ ભુલો છો મેં દોરડું લટકાવ્યું જ નથી.

તુલસીદાસ–પ્રિયા! આમ અસત્ય વદવાથી શું ફાયદો થાય તેમ છે? ચાલો હું તે પ્રત્યક્ષ બતાવું. હજુ પણ તે દોરડું બારીમાં લટકે છે.

તુલસીદાસની હકીકત સાંભળી પ્રભાદેવી દીપક લઈ બારી પાસે જઈ જોવા લાગી. જોતાંજ એક કારમી ચીસ પાડી દુર ખસી ગઇ. બારીમાં દોરડું ન હતું પણ એક ભયંકર ભુજંગ (સાપ) લટકી રહ્યો હતો. તુલસીદાસના ચક્ષુ ઉપર મોહનાં પડળ પૂરી વળેલાં હોવાથી તેઓ સર્પને રસી સમજી બારીમાં ચઢી શકયા હતા.

પ્રભાદેવીએ તે દૃશ્ય તુલસીદાસને બતાવ્યું.

તુલસીદાસ–વ્હાલી! જોયું. એ તમારા પ્રેમનો પ્રભાવ ભયંકર સર્પ પણ મને રજ્જુ ( દોરડી ) સમાન જણાયો.

**પ્રભાદેવી**– ( શું કહું કથની મારી રા....જ. )

મુજમાં અધીક શું જોયું ના........થ;

મુજમાં અધીક શું જોયું.

મૃગજળમાં મન મોહ્યું ના........થ; —મુજમાં૦

ગંદા દેહનો મોહ નકામો કાળ જરૂર એ ખાશે;

મળ મુત્ર ને ખાણુ રૂધીરની ભોગવો શું ઉલ્લાસે ના....થ,
—મુજમાં૦

ભાવ થકી ભગવંત ભજો એ અંત સમયનો સાથી;
નારી નરકની બારી સમજો દુખદવમાં દે બાળી ના.......થ,
—મુજમાં૦

## સાખી

મમતા ધરો મમ દેહમાં નહિ સાર એમાં કંઇ મળે;
સીતા પતિ ભજતાં ભીતિ ભવસિન્ધુ માંહી સો ટળે.
પ્રીત પ્રભુથી કીધા વિના આ—
માનવ જીવન ખોયું ના........થ,—મુજમાં૦

હે સ્વામીન ! હાડકાં ઉપર ચામડાંથી મઢેલું; મળ મૂત્રથી ભરેલું; આ મારૂ જે નાશવંત શરીર છે તેના ઉપર આપ જેટલો પ્રેમ રાખો છો તેટલોજ પ્રેમ શ્રી રામચંદ્રજીના ચરણુમાં રાખ્યો હોત તો આ ભવાબ્ધિના ફેરામાંથી અર્થાત જન્મ–મરણુનો ભય મટી જઈ આપને અખંડ સુખની પ્રાપ્તિ થાત.

પ્રભાદેવીના શબ્દબાણુથી તુલસીદાસની માયાનાં પડળ ખુલી ગયાં.

આ સંસાર એ પ્રભુની એક મોટી નાટકશાળા છે તેમાં અનેક રંગ બેરંગી પડદાઓ અદ્રશ્ય રીતે પડે છે અને ઉપડે છે. તુલસીદાસના હ્રદયમાંથી મોહનો પડદો ખસી ગયો અને ત્યાં પ્રભુ ભક્તિએ સ્થાન લીધું.

હૃદયમાં ઉથલ પાથલ થઇ રહી. મન વિચાર સાગરમાં ડુબકાં મારવા લાગ્યું.

રાગ—( લાવણી )

સાર વિના સંસાર દીસે આ સમું ન જગમાં કોઇ રહ્યું;
સ્વપ્ન યથાવત આજ થયું છે મુજ મનડું શે મોહી રહ્યું.
મમતાથી હું વળગી રહ્યો છું મુજને વળગ્યું કોઇ નથી;
તો પણ છુટતું કેમ નથી આ વીમાસણ મન થાય અતી.
તન છુટે પણ કામ ન છુટે તૃષ્ણાનો નહિ પાર જડે
લોભ મોહમાં રહ્યો તણાઇ તેથી કાંઇ ન સુઝ પડે
કાન્તા કેરૂ કઠણ વચન છે કાળજુ ભેદી નાખે એ
નારાયણ તે તુલસી સાથી બીન કારણથી સાંખે એ

અહા પ્રભુ ! તારી માયા અપાર છે. મને મોક્ષનો માર્ગ બતાવા સારૂ સરસ્વતી રૂપે મારી સ્રીની જીવ્હા ઉપર વસી મને તેંજ સત્ય માર્ગનું દર્શન કરાવ્યું. મારી ધર્મ પત્નિ જ્યારે મારો ત્યાગ કરે છે ત્યારે હવે અહીં હું વૃથા શાને માટે ઉભો રહ્યો છું. આવો વિચાર કરી તેમણે પોતાની સ્રીને કહ્યું:—હે સતિ ! સાધ્વી તમોએ આજે મુને મોક્ષનો માર્ગ બતાવી મારા ગુરૂનું કાર્ય કર્યું છે. હે દેવી ! મારી આજની આ મુલાકાત છેવટનીજ છે. હે સન્નારી તમારૂ કલ્યાણ થાવ; એમ કહી તુલસીદાસ ત્યાંથી મૌન ધરી ચાલી નીકળ્યા.

# પ્રકરણ ૬

## પ્રેતની મુલાકાત

પ્રભાદેવીની પાસેથી ચાલી નીકળેલા તુલસીદાસ સરીતા ત્રટે આવી પહોંચ્યા. તે સમયે અરૂણોદય વેળા થઇ ચુકી હતી. ત્યાં નૌકામાં બેસી સામે પાર જવાના ઈરાદાથી તુલસીદાસ પોતે બાંધેલી નૌકા લેવા ગયા. ત્યાં તેમણે શું જોયું; જેની અંદર સેંકડો જીવ ખદબદી રહેલા છે તેવું કોહી ગએલું એક શબ હતું.

શબને જોતાંજ રાત્રે કરેલી ભયંકર ભુલ તુલસીદાસ ક્ષણમાં સમજી ગયા તેથી તેમને પોતાની મોહાન્ધતા ઉપર અત્યંત તીરસ્કાર થયો.

હે પ્રભુ, હવે કયાં જાઉં ! શું કરૂં ! એમ તુલસીદાસ મનથી વીચારવા લાગ્યા. તેટલામાં ત્યાં એક સંત મહાત્મા નીમ્ન લીખીત ભજન કરતા આવી પહોંચ્યા.

( રાગ—કવાલી )

ભરોંસે શું રહ્યા ભુલી, પલકમાં પ્રાણ જાવાના,
જુવો છો અન્યના એવા, નકકી નિજ હાલ થાવાના.
વળેલી મુઠીએ આવ્યા, નથી સાથે કશું લાવ્યા;
ધરા ધન ધામને મેલી, સ્મશાને સૌ સમાવાના—ભરોંસે૦
સુખેથી શું હજુ સુતા, ખરેખર ખાડમાં ખુતા;
સમય વીત્યા પછી પ્યારા, કુશળ ક્યાંથી કમાવાના—ભરોંસે૦

તમારૂં શું તમે લેખો, ફરી ઝીણી નજર દેખો;
ધરા ધન ધામને કામે, નથી નિશ્ચય ધરાવાના —ભરોસે૦
ભમાઇ ભુલ કીધાથી, વિષયની વાટ લીધાથી;
પરાણે પાપને યોગે, ભવે ભાવટ ભરાવાના —ભરોસે૦
ખબર પલની નથી પડતી, નથી ગુણ દોષની ગણુતી;
કઠીણુ છે કાળની ડાઢો, ચડી ચાંપે ચવાવાના —ભરોસે૦
સદા સત્સંગને સાધો, વિસારો વેધ ને વાંધો;
ઉપાયો આદરો અંતે, મહા સુખને જમાવાના —ભરોસે૦
સદા સીતાપતિ ચરણે, તમારા ચિત્તને જોડો;
કૃપા શ્રીરામની થાતાં, નથી દુઃખે દબાવાના —ભરોસે૦

સત્ય છે, સત્ય છે, મહાત્મા આપનુ કથન સર્વાંસે સત્ય છે, પરંતુ રામ કયાં હશે? અને તે શું કરવાથી પ્રાપ્ત થશે. તે મુને કૃપા કરી બતાવો, તુલસીદાસે દીનતાથી કહ્યું:-

**મહાત્મા—** ( દોહરો )

આસપાસ આકાશમાં અંતરમાં આભાસ,
ઘાસ ચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ.

હે વત્સ! ઇશ્વર કોટાન કોટી બ્રહ્માંડોમાં પણ ન સમાય એવો વીશાળ—અદભુત હોવા છતાં પોતાની માયાથી શુદ્રમાં શુદ્ર જંતુ અને શુક્ષ્મમાં શુક્ષ્મ અણુમાં સમાઇ જાય છે અને તે જ્ઞાન ચક્ષુથી જોઈ શકાય છે. અને તેને પ્રાપ્ત કરવાનો માર્ગ ભક્તિ શીવાય સરળ અન્ય છેજ નહિ.

( રાગ-**ધનાશ્રી** )

ભક્તી વડે વશ થાય; રમાપતિ ભક્તિ વડે વશ થાય
ભક્તિ પરમ સુખનું શુભ સાધન, સફળ કરે છે કાય-રમા૦
બળીયાના બળરૂપ દયાઘન, નિર્બળ થઇ બંધાય-રમા૦
સંકટ સેવક પર આવે તો, ત્યાં ધરણીધર ધાય-રમા૦
ભક્તાધીન દયાનીધિ ભુધર, ભક્તિ વિના ન પમાય-રમા૦
ભક્તિ વિના વૃત જપ તપ આદીક, અફલ અનેક ઉપાય-રમા૦
અજામીલ નારદ મુની શબરી, ક્યાં ગણીકા ગજરાય-રમા૦
કેશવ હરિની ભક્તિતણા ગુણ, એક મુખે ન ગવાય-રમા૦

ભક્તિમાં આવા અનેક ગુણ સમાએલા હોવાથી તું કોઇ પવિત્ર ક્ષેત્રમાં જઇ રામચંદ્રની ભક્તિ વડે ઉપાસના કર. તેથી તારા આત્માનું કલ્યાણ થશે એ મારો અંતીમ આશીર્વાદ છે; એમ કહી તે મહાત્મા સરીતામાં સ્નાન કરવાને ગયા.

મહાત્મા પાસેથી સદબોધને પામી તુલસીદાસ પર્યટન કરતા મોક્ષપુરી (કાશી નગર) માં આવી ગંગાતટે મણિકર્ણીકાના ઘાટ પાસે પર્ણકુટી બાંધી રહેવા લાગ્યા.

તુલસીદાસ જ્યારે શૌચ કર્મ કરવા (મળ—મુત્રનો ત્યાગ) જતા હતા ત્યારે ત્યાં ગુદા ધોતાં વધેલું અશુદ્ધ જળ પાસેના બોરડીના વૃક્ષના મુળમાં રેડતા હતા. તેમ કરતાં

કેટલાક દીવસ વીત્યા બાદ એક દીવસ શૌચનું અશુદ્ધ પાણી રાખવું વીસરી ગયા. બોરડીના વૃક્ષ સમીપ આવી પહોંચતાં ઝાડના મુળમાં પાણી રેડવાનું યાદ આવ્યુ પરંતુ પાસે પાણી ન હોવાથી અફસોસ કરતા ઉભા રહ્યા તેટલામાં તે વૃક્ષ કમ્પવા લાગ્યું. અને તેની બખોલમાંથી એક મોટો ભયાનક પ્રેત ઉત્પન્ન થયો. તુલસીદાસ તેને જોઇને ગભરાવા લાગ્યા. પ્રેત તેમનો ભય દુર કરતાં હાસ્ય વદને કહેવા લાગ્યો–તમોએ મને જળદાન દઈ ઘણોજ સંતોષ કર્યો છે તેથી હું તમારા ઉપર અતિ પ્રસન્ન થયો છું. માટે માગ માગ તું જે માગે તે આપવાને હું તૈયાર છું.

તુલસીદાસઃ—મે તમોને કયારે જળ પાયું છે તે મને યાદ નથી.

પ્રેતઃ—તમો શૌચ કર્મથી વધેલું જે જળ વૃક્ષના મુળમાં મારાં રહેઠાણમાં રેડતા હુતા તે જળ મને પીવાને માટે મળતું હતું.

તુલસીદાસઃ—એવું અશુદ્ધ જળ પીનાર, હાડપીંજરના જેવા દેહદારવાળો તું કોણ છે તે પ્રથમ જણાવ.

## ભુતની આત્મ કથા.

હું આ સૃષ્ટીમાં વીચરતાં સર્વ ભુતોનો નાયક છું. મને આવી અધમ યોની પ્રાપ્ત થતા પહેલાં નર્મદાતટ ઉપર

આવેલા થાંભોદ નામે ગામમાં સર્વશ્રેષ્ટ બ્રાહ્મણ જાતીમાં મારો જન્મ થયો હતો. મારા પીતા શ્રીમંત ન હતા. પરંતુ હું તેમનો એકનો એક બાળક હોવાથી મારા સર્વ લાડકોડ પુર્ણ કરતા હતા. તેથી હું અતિ ઉદ્ધત બન્યો. નઠારા મિત્રોની સોબતથી સર્વ દુર્ગુણનું સેવન કરવા લાગ્યો. મારા પિતાના મૃત્યુ પછી યુકિત-પ્રયુકિતથી જ્ઞાતિ બંધુઓમાં અરસપરસ ઝઘડા કરાવી હું જ્ઞાતિનો શેઠ-પટેલ થઇ બેઠો, ઉદ્યમની સાથે મારે જન્મથી વેર હોવાથી લક્ષ્મી દેવીની મારા ઉપર અકૃપા રહેતી હોવાથી દારિદ્રનું સામ્રાજ્ય મારા ઘરમાં ચાલતું હતું. પૈસા મેળવવા માટે અનેક પ્રચારના હું કાળાં ધોળાં કરવા લાગ્યો. જ્ઞાતિના નીર્દોષ જનો ઉપર ખોટા આળ મુકી તેમને જ્ઞાતિથી દુર કરવાની ધમકી આપી લાંચ ખાવા લાગ્યો. જ્ઞાતિના ફંડમાંથી હીસાબમાં ગોટાળા કરી પૈસા ઉડાવા લાગ્યો. યાત્રા અર્થે આવતા મુસાફરોને મારે ત્યાં ઉતારો આપી તેમનુ સીધું-અરે રાંધેલું ધાન્ય પણ ચોરવા લાગ્યો. તેથી મારી અપકીર્તિ સર્વ સ્થળે પ્રસિદ્ધ પામી ચુકી.

મારી જ્ઞાતીમાં તે સમયમાં એક ગરીબ વીધવા ડોશીને ત્યાં રૂપ અને ગુણનો ભંડાર એક દેવકન્યા સમી એક સુંદર દીકરી હતી. મારા પુત્ર સાથે તેની દીકરીનું લગ્ન કરવા તેને ઘણી સમજાવી, ધમકાવી, તો પણ તેણે સાફ ના પાડી. એટલે તે નીર્દોષ વૃદ્ધા પાસે તેના સસરાના સસરાનું

બાકમું બાકી છે એમ આરોપ મુકી તેની પાસે જ્ઞાતીભોજ-નની માગણી પંચ પાસે કરાવી, પરંતુ તે ગરીબ હોવાથી તેણે નાતની માગણીને અનાદર કર્યો. આપ જાણુતાજ હશો કે નાતમાં જે બાજુ પક્ષ સબળ હોય તેજ બાજુ ન્યાયનો જય થાય છે. તે ગરીબ ડોશીને પક્ષ ન હોવાથી મારી શીખવણીથી જ્ઞાતીએ તેનો બહિષ્કાર કર્યો પરંતુ તેટલાથી મારા વેરની તૃપ્તિ થઇ નહી. એક દીવસ મધરાતે કેટલાક બદમાસોને સાથે લઇ ડોશીના ઘરમાં તેનાં દ્વાર તોડી નાખી દાખલ થયો. તેનું નીર્દોષ કુસુમ (છોડી) નિદ્રાદેવીના અંકમાં ઝુલતું હતું તેને બળથી ખુંચાવી લેઈ હું ચાલતો થયો. આગળથી કરેલી ગોઠવણુ મુજબ એકાંત જગામાં લેઈ જઈ તે છોડીનું મારા દીકરા સાથે બળજોરીથી લગ્ન કરાવી નાખવા તઇયારી કરી. પ્રભુથી આવો ભયંકર જુલમ જોઈ શકાયો નહી. શીકારે નીકળેલો અમારો રાજા ભુલો પડવાથી અચાનક ત્યાં આવી પહોંચ્યો તે ક્ષણુમાં અમારો મામલો સમજી ગયો. અને હુમોને ભય બતાવા માટે બંદુકના અવાજો કર્યા. હું ત્યાંથી નાસી મારી માનીતી ગુણીકાના ઘરમાં સંતાઈ ગયો. વેશ્યાઓનો પ્યાર પુરૂષો તરફ કૃત્રિમ હોય છે. તેમનો સાચો પ્યાર પૈસા તરફ હોય છે તે હું મુર્ખતાથી સમજી શકયો નહિ. મને દારૂના ઘેનમાં બેભાન બનાવી તે નીચ રંડાએ તેના યારની શીખવણીથી મારૂં

ખુન કર્યું. તેવી રીતે અકાળે મૃત્યુ થવાથી અને મેં મારી આખી જીંદગી પાપમાં ગુજારેલી હોવાથી હું આ ભુત દેહને પ્રાપ્ત થયો. અમોને ભુત દેહધારીને જળાશયમાંનું પાણી વરૂણદેવના દુતો પીવા દેતા નથી. તેથી તમોએ અશુદ્ધ જળ પાઇને મારી જે ઉત્તમ સેવા બજાવી છે તેના બદલામાં તમારી ઇચ્છીત વસ્તુ આપવાને હું તૈયાર છું.

તુલસીદાસ–હે પ્રેત! તું જે કંગાલ જીંદગી ગુજારનાર મોટી વાતો કરનાર–મને શું આપી શકનાર છે.

પ્રેત–મારા અપાર સામર્થની તને ખબર ન હોવાથી જ તું આમ બોલે છે. તારો હુકમ થતાં તુરત તને મહા ચક્રવર્તી રાજા બનાવવાની અદ્ભુત તાકાત હું ધરાવું છું તારી આજ્ઞા થતાં હીરા–માણેકનો ગંજ તારા ચરણમાં ધરી દેવા તૈયાર છું. અર્થાત્ આ દુનીયામાં રહેલી કોઇ પણ ચીજ મેળવી આપવાની હું કબુલાત આપુ છું.

**તુલસીદાસ—** ( રાગ ગઝલ-કવાલી )

નથી દરકાર દોલતની–ન માગુ રાજ્યની ગાદી;
ન માગુ મહેલ હું મોટા–ગુજારૂ જીન્દગી સાદી.
દેશે શું હાર હીરાના–ન ચાહું કામીની કાંચન;
તજી જંજાળ મેં જગની–તજી માયાતણું બંધન.

તમારા પાસ હું માગું-થયા હો આપ જો પરસન;
જગતસીંધુ તરી જાવા-ચહુ ચીત્ત રામનાં દર્શન.

હે પ્રેત જો તું પ્રસન્ન થયો હોય, મને કંઈ પણ આપવાની તારી ઇચ્છા હોય તો હું એટલુંજ માગું છું કે મને શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવો.

પ્રેત-હે બુદ્ધિહીન માનવ! જો હું રામચંદ્રનાં દર્શન કરાવાની તાકાત ધરાવતો હોત-તો આ અધમ યોનીમાં શાને માટે ભટકત. માટે તું ગાડી-વાડી કે લાડી, તારી ઇચ્છાનુ-નુસાર સુખનું સાધન માગી મારા વચનથી મને મુક્ત કર.

તુલસીદાસઃ-હે પ્રેત! તેં દુનીયામાં રહેલી કોઇ વસ્તુ મેળવી આપવાનું મને પ્રથમ વચન આપેલું છે. હવે હું તારો ન્યાય કરવાનુ કામ તને સોંપુ છું તુંજ કહે. શું આ દુનીયામાં રામ નથી. રામ આખી સૃષ્ટીમાં અને દશે દીશામાં વ્યાપ્ત છે. એટલે સર્વ વસ્તુ રામમય હોવાથી દુની-યાની વસ્તુથી રામ અલગ નથીજ. માટે તારૂં વચન સત્ય હોય તો મારી રામદર્શનની અભિલાષા પુર્ણ કર.

પ્રેત-રામનાં દર્શન કરાવવાની મારામાં શકિત કે લાયકાત નથી. પરંતુ રામનાં દર્શન કરવાનો તમોને એક ઉપાય બતાવું છું. કર્ણઘંટાના ઘાટ ઉપર સમી સાંજના જ્યાં રામાયણની કથા વંચાય છે ત્યાં સહુથી પહેલાં જે

મનુષ્ય આવે છે અને સહુની પાછળ જે મનુષ્ય જાય છે તે મનુષ્યની કાયા રોગથી બહુ દુર્બળ અને કોઢથી બહુ પીડીત હોય છે તે અન્ય કોઇજ નહિ; પરંતુ શ્રી રામચંદ્રજીના મહાન ભકત હનુમંત પોતેજ હોય છે. માનવ સમાજથી પોતાનું ખરૂ સ્વરૂપ છુપાવવાને તેઓ વેશ પરિવર્તન કરીને શ્રી રામનાં ગુણગાન સાંભળાને નિત્ય આવે છે. તેમને પ્રસન્ન કરવાથી તમોને રામચંદ્રના દર્શન જરૂર કરાવશે.

પ્રેતના વચન ઉપર વિશ્વાસ રાખી તુલસીદાસજી કર્ણઘંટાના ઘાટ ઉપર જ્યાં રામ–કથા વંચાતી હતી ત્યાં સહુથી પહેલાં જઈ એકાન્તમાં આસન વાળી બેઠા. તે પછી હનુમંત વૃદ્ધ દર્દીના રૂપમાં આવતાં તેમને તુલસીદાસજીએ ધ્યાનમાં રાખ્યા. એક પછી એક શ્રોતાઓ આવતા ગયા. નિત્ય નીયમ પ્રમાણે કથાની સમાપ્તિ થતાં શ્રોતાઓ પોતાના સ્થળે ચાલ્યા ગયા. માત્ર હનુમંત અને તુલસીદાસ બે જણ ત્યાં બેસી રહ્યા. હનુમતનો નીયમ સર્વની પાછળ જવાનો હોવાથી તુલસીદાસ ન જાય ત્યાં સુધી તેઓથી જઈ શકાય તેમ ન હતુ તુલસીદાસજીએ પણ હનુમંત ન ઉઠે ત્યાં સુધી બેસી રહેવાનો નિશ્ચય કર્યો હતો. એવી રીતે ઉભયના વીચારો પ્રથમ ન ઉઠવાના હોવાથી બંને એક બીજાના મોં સામું જોઇ રહ્યા હતા. અંતે ઘણો સમય

વ્યતિત થવાથી હનુમંત ઉઠી ચાલવા લાગ્યા. તેમની પ્રાછળ તુલસીદાસ ચાલવા લાગ્યા. એવી રીતે મણીકર્ણીકાના ઘાટ સુધી પહોંચ્યા પછી હનુમંતે પાછળ જોયું તો તુલસીદાસને આવતા દીઠા. તેથી તેઓ ત્યાં ઉભા રહી વિચાર કરવા લાગ્યા કે આ સાધુ આગળ જતો રહે. એટલે હું અદ્દશ્ય થઇ જાઉં. પરંતુ તુલસીદાસે તેમની સમીપ આવી મસ્તક નમાવી હાથ વડે હનુમંતના ચરણને સ્પર્શ કર્યો. એટલે હનુમાન તુરત દુર જતા રહ્યા; અને કહેવા લાગ્યા—

અરે સાધુરામ તેરેકો કયું મેરી દયા નહિ આતી હય ? મેરા પાવ તો દેખ ! કષ્ટસે કયસા પીડીત હો રહા હય. રૂધીર ઔર પાકસે દુર્ગંધ ઉડ રહી હય ઉસકો તેને છોદીયા. અરે રામ ! મય દુખસે મર રહા હું. ગરીબ દુખીકો સતાનેસે તેરેકો કયા ફાયદા હાંસીલ હોને વાલા હય ?

તુલસીદાસઃ—

રાવણ રીપુ સેવક તમે—જાવા દઉં તમને નહી,
બળવંત છો હનુમંતજી—કરજો કરૂણા કર અહી.

હે હનુમંતજી આપ અસત્ય વાત જવા દો. હું આપના સત્ય સ્વરૂપને પીછાની શકયો છું. મારા ઉપર દયા કરી આપના સ્વરૂપનું દર્શન કરાવો.

હનુમંતઃ—આપ પાગલકી તરહ કયા બોલ રહે હો. તુમ કીસકો હનુમાન કેહતે હો. મય મુફલીસ ઔર બીમાર આદમી હું. ઉસકો આપ કયું ન દેખ શકતે હો.

તુલસીદાસઃ—હે દયાળુ પવન સુત, હે અંજની નંદન, આપ મારો ત્યાગ કરી ચાલ્યા જશો તો હું આ શરીરનું ગંગામાં પતન કરીશ. તેથી આપને બ્રહ્મહત્યાનું પાતક લાગશે. મારે રાજ્ય, વઇભવ કે સ્વર્ગનું સુખ જોઇતું નથી. માત્ર રામચંદ્રના દર્શનની મારી અભિલાષા પુર્ણ કરો.

એમ કહી તુલસીદાસજીએ હનુમંતનો પગ પકડી લીધો. હનુમાનજીએ વિસ્મયતાથી પુછયુંઃ—તું મારા સત્ય સ્વરૂપને કેવી રીતે પીછાની શકયો.

તુલસીદાસે પ્રેતની સાથે થએલી વાતચીત કહી સંભળાવી. તેથી હનુમંત પ્રસન્ન થયા. અને પોતાના સત્ય સ્વરૂપનાં દર્શન આપી તેમને ચિત્રકુટ જવાની આજ્ઞા કરી. એક માસમાં રામચંદ્રજીનાં દર્શન કરાવવાનું વચન આપી પોતે અંતરધ્યાન થઇ ગયા.

# પ્રકરણ ૭

## ઇષ્ટ સીદ્ધિ.

તુલસીદાસ પવિત્ર ચીત્રકુટ પર્વત ઉપર જઇને હનુમંતની આજ્ઞા પ્રમાણે રહેવા લાગ્યા. વનફળનો સાત્વિક

આહાર કરી અહોનિશ ઉગ્ર તપ આદરી બેઠા. તેમના તપના પ્રભાવથી જંગલમાં વસતાં ભયાનક હીંસક પ્રાણીઓ હીંસા કરવી ભુલી જઇ તુલસીદાસની પાસે આવી નમ્ર ભાવથી બેસી રહેતાં-(જુઓ ટાઇટલ પેજ નંબર-૧ ઉપરનું ચીત્ર) એક દીવસે પ્રાતઃકાળમાં તુલસીદાસ સરીતામાં સ્નાન કરી પોતાની પર્ણકુટીમાં આવતા હતા. તે વખતે બે સુંદર રાજકુમારો હાથમાં ધનુષ્યબાણ લઈ મૃગની પાછળ ચાલ્યા જતા તુલસીદાસના જોવામાં આવ્યા. તેથી તેમને શીકારી સમજી તુલસીદાસે પોતાનાં નેત્ર બંધ કરી દીધાં. રાજકુમારો ચાલ્યા ગયા. અને તુલસીદાસ રામચંદ્રનું ધ્યાન ધરવા લાગ્યા. તેટલામાં ત્યાં હનુમંત પ્રગટ થઈ તુલસીદાસને કહેવા લાગ્યા; કેમ તુલસીદાસજી ! રામચંદ્રજીનાં દર્શન થયાં કે ?

તુલસીદાસ—આપની કૃપા વિના દર્શન ક્યાંથી થાય ?

હનુમાન—થોડી વાર પહેલાં જે બે રાજકુમારો જેવા જણાતા બાળકો અહીંથી ગયા તેમાં વડીલ હતા તે શ્રીરામચંદ્ર અને નાના હતા તે તેમના લઘુ બંધુ લક્ષ્મણજી હતા.

ઉપરોક્ત વચન સાંભળતાં તુલસીદાસને અનહદ પસ્તાવો થવા લાગ્યો. હનુમંત તેમને પુનઃ દર્શન કરાવાનું આશ્વાસન આપી ત્યાંથી ચાલ્યા ગયા તે પછી કેટલાએક દીવસો વ્યતીત થયા બાદ શરદ પુર્ણિમાની દિવ્ય સત્રીની

અલૌકીક શોભામાં ચીત્રકુટની વાટીકામાં તુલસીદાસ ફરતા હતા. ત્યાં થોડે દુર તેમને એક કૌતુક દેખાવા લાગ્યુ. જાણે રામચંદ્રને રાજ્યાભિષેક થઇ રહ્યો છે. લક્ષમણ આદિ બંધુઓ સીંહાસન સમીપ ઉભા રહ્યા છે. જાનકી સહિત રામચંદ્ર સીંહાસન શોભાવી રહ્યા છે. હનુમંત તેમના હુકમની રાહ જોઇ ઉભા રહેલા છે, ગુરૂ વશિષ્ટ અને અન્ય રૂષિઓ આશીષ-વચનો ઉચ્ચારે છે, વગેરે કદી ન જોએલું એવું દેવતાઇ દશ્ય તુલસીદાસની દ્દષ્ટીએ પડયું. તુલસીદાસને રામ રાજ્યાભિષેકના દર્શનનો લાભ હનુમંતની કૃપાથીજ મળેલો હતો. પરંતુ તુલસીદાસ તેને રામલીલાનો ખેલ સમજી* સમીપમાં ન જતાં ત્યાંથી ચાલ્યા ગયા. માર્ગમાં તેમને એક ખેડુત મળ્યો. તેણે તુલસીદાસને કહ્યું કે તમારે રામલીલાનો ખેલ જોવો હોય તો પુષ્પ વાટીકા સમીપ જાવ. ત્યાં કેટલાક માણસો ઘણો સારો ખેલ કરે છે.

ખેડુતે કહ્યું:—આવા વિકટ સ્થળમાં તો કોઈ ખેલ કરવા આવતું નથી. તમો મારી હાંસી કરો છો તુલસીદાસ તેને રામલીલાનો ખેલ જોવા પ્રથમના સ્થળે જ્યાં રામ રાજ્યાભિષેક થતો હતો ત્યાં લઇ ગયા. પરંતુ તે સ્થળે કોઈ પણ જાતનો દેખાવ ન હતો બધું અદ્દશ્ય થઇ ગયું હતું.

* ઉત્તર હિંદુસ્તાનમાં ઘણાં સ્થળોમાં આસો માસમાં રામલીલા કરવાનો રીવાજ અદ્યાપિ પર્યંત ચાલે છે.

ખેડુત તેથી તુલસીદાસને પોતાથી હાંસી કરવા માટે ઠપકો આપી ચાલ્યો ગયો.'

તુલસીદાસે વીચાર કરતાં સત્ય વાતનું જ્ઞાન થયું કે એ માનુષ્ય લીલા ન હતી. પરંતુ હનુમંતની કૃપાથી રામચંદ્રજીનાં દર્શન થયાં હતાં. અરેરે! બે વખત રામેઃ દર્શનનો અમુલ્ય લાભ મારી અજ્ઞાનતાથી મેં ગુમાવ્યો. હવે પુનઃ દર્શન થવાનો સંભવ નથી. તો આ નકામી જીંદગીમાં જીવન ગાળવા કરતાં આપઘાત કરી દેહનો નાશ કરવો એજ ઉત્તમ છે. એમ વીચાર કરી તુલસીદાસ એક વૃક્ષની ટોચ ઉપર ચડી હૃદયમાં રામનું સ્મરણ કરતા નીચે કુદી પડયા. હનુમંત ગુપ્ત રીતે તેમની પરીક્ષા કરતા હતા. તેમણે તુલસીદાસને આપઘાત કરતા જોઇ પોતાની શકિતથી અંતરીક્ષમાં એક પુલનો હીંડોળો ઉત્પન્ન કરી તેમાં તુલસીદાસને ઝીલી લીધા અને પ્રગટ થઇ તેમને કેટલીક શીખામણ આપી અને તેમની રામદર્શન ઉપર શુદ્ધ પ્રીતિ જોઇ રામને મેળવી આપવાનું વચન આપી અન્તર્ધ્યાન થઇ ગયા.

થોડા દીવસ વીતી ગયા પછી બે રૂષીકુમારો તુલસીદાસ પાસે આવ્યા. તે સમયે તુલસીદાસ દેવની સેવા કરવા સારૂ ચંદન ઘસતા હતા. તેમાંથી તે રૂષીકુમારોએ થોડું ચંદન માગી લીધું અને કહ્યું કે હમો નીત્ય ચંદન

લેવા આવીશું. અમારા સારૂ થોડુ ચંદન રહેવા દેજો. તુલસીદાસે તેમને રૂષીકુમાર સમજી અતિ આનંદથી રોજ ચંદન આપવા હા કહી તેથી સવારમાં તે રૂષીકુમારો રોજ ચંદન લેવા આવતા હતા. તુલસીદાસ ચંદનનો ભેદ સમજી શકયા નહિ. એક દીવસ તુલસીદાસ ચંદન ઘસતા હતા. તેટલામાં તે બન્ને રૂષીકુમારો આવી પહોંચ્યા. તેમની સાથે તેમનો એક નવીન સેવક હતો. તુલસીદાસની પાસે રૂષીકુમારોએ તે દીવસે ચંદન ઘસવાની માગણી કહવાથી તુલસીદાસે તેમને ચંદન ઘસવા આપ્યું. રૂષીકુમાર સાથે આવેલ નવીન સેવક તે હનુમંતજી પોતે હતા. તેમણે જાણ્યું કે હજુ સુધી તુલસીદાસ રૂષીકુમારોને રામચંદ્ર અને લક્ષ્મણ તરીકે ઓળખી શકયા નથી તેથી તુલસીદાસને ચેતાવા માટે હનુમંતજીએ કહ્યું કે—

ચીત્રકુટકે ઘાટ પે—ભાઇ સંતનકી ભીડ
તુલસીદાસ ચંદન ઘસે—તીલક કરે રઘુવીર.

ઉપરનો દુહો સાંભળતાં તુલસીદાસ તતક્ષણે રામચંદ્રને ઓળખી ગયા તેમના ચરણોમાં મસ્તક નમાવી પ્રણામ કર્યા. અને પ્રાર્થના કરતા કહ્યું કે–હે પ્રભુ! મને તમારે શરણે રાખો હું તમારે શરણુ છું. હે પ્રભુ હું માયામાં મોહીત થયેલો આપને ઓળખી શકયો નહિ. માટે હવે દયા કરો મારો ત્યાગ ન કરો. અને મને આપનો ચરણુ રજ સેવક સ્થાપો.

રામચંદ્રઃ—હે તુલસીદાસ! હું તમારી નીષ્કામ ભકિતથી અતિ પ્રસન્ન થયો છું અને તમારી ઇચ્છાનુસાર તમને મનવાંચ્છિત વરદાન આપવા તૈયાર છું.

તુલસીદાસ—( રાગ-ગઝલ-કવાલી )

હરી હું હેતથી માગું-પ્રભુજી આપ આપોને;
ન હીરાથી હવે રાચું-કરી સેવક સ્થાપોને.
ન માગું ઇંદ્રનું આસન-પ્રભુજી એ ન આપોને;
રહુ તમ ધ્યાનમાં ગુલતાન-પ્રભુજી એજ આપોને.
ધરા ધન ધામ ને દારા-ન ચાહું ચીત્ત હું માયા;
વસો હરનીશ અંતરમાં-પ્રભુજી પ્રાણથી પ્યારા.
કરી કરૂણા કૃપાસિન્ધુ-મુને વર ભકિતનું દેજો;
નિવારી દોષ સહુ મારા-પ્રભુ તમ શર્ણમાં લેજો.

હે પ્રભુ! બ્રહ્મલોક ઇંદ્રલોક અને આપની માયાથી ઉત્પન્ન થયેલાં કોટી બ્રહ્માંડો આપનીજ માયાથી પુનરાવર્તનને પામવાવાળાં છે. પરંતુ જે કદી પુનરાવર્તન પામતી નથી અને જેને કાળ પણ ઇજા કરવા સમર્થ નથી એવી આપની અખંડીત ભકિત મુને પ્રાપ્ત થાય, એજ મારી અંતીમ પ્રાર્થના છે.

શ્રી રામચંદ્રજી તેમની ( તુલસીદાસની ) પ્રાર્થનાથી પ્રસન્ન થઇ તથાસ્તુ એમ કહી અદૃશ્ય થઈ ગયા.

# પ્રકરણ ૮

## સાધુ કે શયતાન.

મહાત્મા ચિત્રકુટ પર્વત ઉપરથી નીકળી અયોધ્યામાં આવ્યા. ત્યાં રહી તેમણે હનુમંતની પ્રેરણાથી રામાયણ રચવાનો પ્રારંભ કર્યો. પરંતુ વૈષ્ણવો સાથે કાંઈ ખટપટ થવાથી તેઓ પાછા કાશીમાં આવી અસ્સીઘાટ ઉપર લોલાના કુંડ પાસે પર્ણકુટી બાંધી રહેવા લાગ્યા અને રામ ભક્તિનો ઉપદેશ કરવા લાગ્યા.

મહાત્માની પર્ણકુટી સામે સાધુનો એક મોટો અખાડો હતો. તેના મહંતનું નામ કાલીકાપ્રસાદ હતું. કાલીકાપ્રસાદ અને તેના ચેલા તથા ભકતોના કર્તવ્યો ભાંગ ગાંજાની ચલમો ફૂકવામાં-ભોળા જનોને ભમાવી માલપુવા ઉડાવવામાં અને સમકીઓ પાસે સેવા કરાવવામાંજ સમાઇ જતાં તુલસીદાસના સદુપદેશથી અખાડાના વ્યસનીઓમાંથી ઘણા માણસો ભાંગ-ગાંજો તજી દઇ રામકથા શ્રવણ કરવા સારૂ આવવા લાગ્યા. તેથી અખાડાના મહંતની આવકમાં મોટો ધોકો પહોંચ્યો. એટલે કાલીકાપ્રસાદ તુલસીદાસને હેરાન કરી ત્યાંથી નસાડી મુકવાનો વીચાર કરવા લાગ્યો.

તેટલામાં એક બનાવ બન્યો.

દુર દેશથી કોઈ ગૃહસ્થ-શ્રીમંતની વીધવા યુવતી કાશીમાં યાત્રા કરવા સારૂ આવી પહોંચી. તે નીરંતર સાધુઓના સમાગમમાં પોતાના આત્માનું કલ્યાણ થશે એમ માનતી હોવાથી તે બાઇએ કાલીકાપ્રસાદના અખાડામાં પોતાનો મુકામ રાખ્યો કાલીકાપ્રસાદના ઠાકોરજીને ( પ્રતીમાને ) તે યુવતીએ સો રૂપીયા ભેટ ધર્યા.

થોડીક રાત્રી જતાં તેણે અખાડામાં કોઇ માણસો લડતા હોય તેમ સાભળ્યું. તે બાઇએ પોતાના ઉતારામાંથી છુપાઇને જોયું તો અખાડાના સાધુઓ યુદ્ધ કરવા સારૂ ચીપીઆ અને મોટી ડાંગો લઈ તૈયાર થયા હતા. જાણે કે કોઈ મોટા રાજાનું રાજ્ય જીતવાની તઇયારી કરી હોય તેવા દેખાતા હતા. તકરારનું કારણ શું હતું તે પ્રથમ આ બાઈ સમજી શકી નહિ. થોડીવારે કાલીકાપ્રસાદને બોલતાં સાંભળ્યા કે અએ ગંજેરીદાસ! વોહી રૂપીયા તો મેરા ઠાકુરજીકો ભેટ દીયા હે. ઉસમેં તેરેકુ ભાગ કભી નહી મીલેંગે.

ગંજેરીદાસઃ—ઉસ સીંહાસન પર મેરા ઠાકુરજી ભી બયઠ રહા થા. તો મેરેકુ ભાગ મીલના ચાહીએ.

કાલીકાપ્રસાદઃ—તેરે ઠાકુરજી પાससે હમને કભી

બયઠનેકા કીરાયા [ ભાડુ ] નહિ લીયાથા. પુગટ બયઠનેકુ દીયા થા. ફીર ભાગ કાયકુ માંગતા હય.

એ સાંભળી ગંજેરીદાસનો ચેલો રામકીદાસ* બોલ્યો મેરે સસુર ! મુહ સમાલકે બોલ. ગંજેરીદાસે તુમકુ પાવશેર ગાંજા ઓર આધા શેર ભાંગ આગુસે દીયા. ફીર તુમને હુમેશ ઠાકુરજીકો સીંહાસન પર રખ દીયાઃ વો કયા તુમારા બાવાકા માલ થા.

રામકીદાસની ગાળો સાંભળી કાળીકાપ્રસાદનો મીજાજ ગયો. તેણે ગંજેરીદાસના ઠાકુરને સીંહાસન ઉપરથી લઈ બહાર રસ્તામાં ફેંકી દીધા. એટલે ગંજેરીદાસે કાળીકાપ્રસાદના ઠાકોરજીને સીંહાસન ઉપરથી ઉંચકી લઇ જોરથી પછાડયા. ઠાકોરજીની પ્રતિમા પત્થરની હોવાથી જમીન પર પછડાવાથી તેના બે ટુકડા થઇ ગયા. પોતાના ઠાકોરને ખંડીત-થયેલા જોઇ કાલીકાપ્રસાદે ગંજેરીદાસના માથામાં ચીપીઓ માર્યો. એટલે મારામારી શરૂ થઇ. એક બીજાનાં માથાં કુટવાથી લોહીની ધારાઓ વહેવા લાગી. એટલામાં રાતના રોન પૂરવા નીકળેલા ગામ રક્ષકો× આવી પહોંચ્યા. અને તેમને બખેડો કરવાના ગુનાહ માટે પકડી પોલીસ થાણામાં લઇ ગયા. ત્યાં બન્ને મહંતોને પસ્તાવો થવાથી જમાદારને રૂશ્વત આપી

---

* રામકીદાસ—સ્ત્રીઓનો દાસ. × ચોકીદારો.

પૂરી તેવો ગુન્હો ન કરવાનું વચન આપી છુટા થઇ અખાડામાં આવી પહોંચ્યા.

ગંજેરીદાસ અને કાલીકાપ્રસાદે તે વખતથી ઠરાવ કર્યો કે જે બાઇ અખાડામાં આવી છે તે બાઇ જે ભેટ ધરે તેમાં કાલીકાપ્રસાદને બે ભાગ મળે અને એક ભાગ ગંજેરીદાસ લે. એ બાઇને સમજાવી-ફોસલાવી ઓછામાં ઓછા ત્રણ હજાર રૂપીયા લેવા. તેમ કરવામાં બાઇ ઉપર કોઇપણ જાતનો જુલમ ગુજારવામાં જરા પણ દયા બતાવવી નહિ.

આવો શયતાનને પણ શરમાવે તેવો ઠરાવ કરી તે બન્ને ધર્મગુરૂઓ નીંદ્રાધીન થયા.

પાપાત્માઓના પાપી વીચારો તે યુવતી છુપાઇ રહી સાંભળતી હતી. તેના પગ ભયથી ધ્રુજવા લાગ્યા. અને અખાડામાં આવવા માટે તે પસ્તાવા લાગી. પરંતુ તેણે કળથી કામ કરવાનો વિચાર કર્યો.

પ્રાતઃકાળે ગંગાસ્નાન કરવા ગંગા ત્રટે જતાં તેણે ગામના વૃધ્ધ માણુસોને યુકિતથી પુછી લીધું કે અખાડાના સામે આવેલી તુલસીદાસની પર્ણકુટીમાં પવિત્રતાએ સંપુર્ણ વાસ કરેલો હોવાથી ત્યાં આશ્રય મેળવી રહેવામાં યત્કિંચીત ભય નથી. તેથી તેણે અખાડામાં આવી પ્રથમ ગુપ્ત રીતે કાળીકાપ્રસાદને બોલાવી કહ્યું:—મહારાજ ! મારી પાસે લગ-

ભગ ચાળીસ હજારની મીલકત છે. હું આપના રૂપ અને ગુણ ઉપર ફીદા થયેલી હોવાથી તે મીલકત અને આ દેહ આપને અર્પણ કરવા ચાહું છું. આપ તે મીલકત કૃપા કરી સ્વીકારી મને આભારી કરશો. કંચન અને કામીનીના મોહમાં તણાયલા હર્ષઘેલા કાલીકાપ્રસાદે તે વાત માન્ય કરી. એટલે તે યુવતીએ હસી તે દુરાત્માને કહ્યું:- મહારાજ અતરે રહી સુખોપભોગ કરતા આપણને જોવાથી જગતમાં હાંસી થવા સંભવ છે. વળી મારા પીતાને તે વાત માલુમ પડવાથી મને બળજોરીથી પોતાને ગામ લઇ જશે. માટે આપણે અહીંથી ઉચાળા ભરી દુર દેશ જઇ અમન ચમનમાં દીવસ ગુજારીશું. આ વાતમાં કાળીકાપ્રસાદે પોતાની સમ્મતી દર્શાવી એટલે તે યુવતીએ પુનઃ તેને કહ્યું:—

આપ ગંગાના પશ્ચિમ ઘાટ ઉપર જઇ ઉભા રહો. હું મારો તમામ સામાન લઇને ત્યાં સત્વર આવું છું.

માયામાં મોહીત થયેલા દુરાત્માને આ મીથ્યા વાત સત્ય લાગવાથી તે યુવતિના કહેવા પ્રમાણે ગંગાના પશ્ચિમ ઘાટ ઉપર જઇ ઉભો રહ્યો.

કાલીકાપ્રસાદના જવા પછી તે બુદ્ધિશાળી યુવતિએ ગંજેરીપ્રસાદને પણ ઉપર મુજબ કહીને લલચાવી; ગંગાના પુર્વ ઘાટ ઉપર જઇ યુવતિની વાટ જોવા લાગ્યો.

બન્ને દુરાત્માઓના જવા પછી તે પવિત્ર યુવતિએ તુલસીદાસની પાસે જઇ પોતાની તમામ વિતક વાર્તા કહી સંભળાવી. થોડા દીવસ આશ્રમમાં આશ્રય આપવા વીનંતી કરી.

મહાત્માનું અંતઃકરણુ બાઈની કરૂણુ કથનીથી દુઃખથી દ્રવીત થયું. સ્રીના સંસર્ગમાં ન આવવાની ઇચ્છાવાળા તુલસીદાસે તે બાઈને પરોપકાર વૃતીથી આશ્રય આપવા કબુલ કરવાથી તે યુવતિ પોતાનો તમામ સામાન લઇ તુલસીદાસની પર્ણકુટીમાં આવી.

કાલીકાપ્રસાદ ને ગંજેરીદાસ હૃદયમાં હવાઇ કિલ્લાઓ બાંધતા ચાર પાંચ કલાક સુધી ગંગા ત્રટ ઉપર ઉભા રહ્યા પરંતુ તે યુવતિ ન આવી પહોંચવાથી અખાડામાં પાછા ફર્યા. ત્યાં તેમને માલુમ પડયું કે બાઇ તુલસીદાસના આશ્રમમાં ગઇ છે. તેથી તે બંને નામધારી મહંતોએ રાત્રે તુલસીદાસનું ખુન કરી તે બાઇની મીલ્કત ચોરી લેવા સંકલ્પ કર્યો.

મધ્યરાત્રી વીતી જવા પછી તે બંને મહંતોએ પોતાના વેશનું પરિવર્તન કર્યું. ઓળખી ન જવાય તેટલા સારૂ માથે-મોઢે બુકાની બાંધી લીધી અને તિક્ષણુ ધાર વાળા મોટા છરાઓ લઇ તુલસીદાસનું ખુન કરવા પર્ણકુટીની સમીપ આવી પહોંચ્યા.

## અદ્દભુત કૌતુક.

ખુન કરવા આવેલા મહંતોએ પર્ણકુટીની પાછળ જઈ દીવાલ તોડી અંદર પેસવાનો ઇરાદો કરી પર્ણકુટીની પાછળ ગયા. ત્યાં તેમણે એક નવીન કૌતક જોયું. તુલસી-દાસનું રક્ષણ કરવા સારૂ પર્ણકુટીની પાછળ બે દિવ્ય બાળકો હાથમાં ધનુષ્ય—બાણ લેઇ ચોકી કરતા હતા તેથી તે બંને મહંતો દ્વાર ભણી આવ્યા. ત્યાં પણ પ્રથમ જોએલા તે દિવ્ય બાળકો હાજરજ હતા. ત્રીજી બાજુ ગયા ત્યાં પણ તેજ બાળકો દીઠા. એવી રીતે પર્ણકુટીની પાછળ જ્યાં જ્યાં એ મહંતો જતા હતા. ત્યાં ત્યાં તે દિવ્ય બાળકો હાજરના હાજર જણાતા હતા. તેથી ગભરાઇ જઇને તે પાપાત્માઓ પોતાના અખાડા ભણી પાછા ફર્યા. અને જોવા લાગ્યા તો અખાડાના રસ્તામાં પણ દિવ્ય બાળકો ઉભા હતા. તેથી વધુ ગભરાયા, અને ગંગાના કીનારા ભણી દોડવા લાગ્યા. તો ગંગાના ત્રટ ભણીથી પ્રથમ જોએલા બાળકો ધનુષ્ય–બાણ સજ્જ કરી સામા દોડતા આવતા હોય તેમ જણાવા લાગ્યા. તેથી ભય પામી તે મહંતો જમીન પર બેસી ગયા. અને આંખ મીચી દીધી તો પણ તે બાળકો પોતાની આજુબાજુ ફરતા દેખાવા લાગ્યા.

પ્રાતઃસ્નાન નીમીતે તુલસીદાસ ગંગાત્રટ ઉપર જતાં પર્ણકુટીથી થોડે દુર આંખો મીચીને બેસી રહેલા તે બંને મહંતોને દીઠા. તુલસીદાસે તેમની સમીપ જઇ તેમ

કરવાનું કારણ પુછતાં બંને મહંતો ભયથી બચવા માટે તુલસીદાસના ચર્ણમાં નમન કરી પોતાના અપરાધની ક્ષમા માગી. અને પુછયું—હે મહાત્મા! આપને ત્યાં ધનુષ્યબાણુ ધારણ કરી રાત્રીએ પર્ણકુટીનું રક્ષણ કરનાર બંને બાળકો કોણ હતા જેઓ હમારા તમામ માર્ગ રોકી ઉભા રહેલા હતા.

તુલસીદાસ મહંતોના પ્રશ્નથી સમજી ગયા કે તેઓ રામ-લક્ષ્મણ હતા. અને કાળીકાપ્રસાદને કહ્યું કે જે આખા જગતનું ભરણપોષણ અને રક્ષણ કરે છે; જેની સત્તાથી જગત ઉત્પન્ન થાય છે અને વીરામ પામે છે એવા એ દયાળુ પ્રભુ શ્રી રામચંદ્ર હતા. તેથી કાળીકાપ્રસાદને ભકિત ઉપર દ્રઢ શ્રદ્ધા ઉત્પન્ન થવાથી તુલસીદાસને વીનંતી કરી તેમનો શીષ્ય થયો.

ગંજેરીદાસને કાળીકાપ્રસાદ ઉપર ઘણો ગુસ્સો વ્યાપી ગયો. તેને સત્ય વાતનું જ્ઞાન ન થવાથી તે તુલસીદાસને જાદુગર સમજવા લાગ્યો. અને તેમના ઉપર વેર લેવાની દ્રઢ પ્રતીજ્ઞા કરી ત્યાંથી અખાડામાં ચાલી ગયો.

# પ્રકરણ ૯

## પત્થરના પોઠીઆનો પ્રતાપ

કાશીનગરમાં રામશંકર નામનો એક ગરીબ વિપ્ર રહેતો હતો. તેણે એક દીવસ અનાજ બહાર શેરીમાં

સુકવ્યું હતું. ત્યાં કેટલીક ગાયો આવી પહોંચી. ગાયો અનાજ ખાઈ જશે એવા ભયથી રામશંકરે લાકડી વડે ગાયો હાંકવા માંડી. તે ગાયોના ટોળામાં એક દુર્બળ ગાય હતી તે બીજી માતેલી ગાયનો ધકકો લાગવાથી જમીન ઉપર પડી જઇ તુરત મરણ પામી.

આથી તેની નાતના અદેખા લોકોએ તેના ઉપર ગૌહત્યાનો આરોપ મુકી જ્ઞાતિ બહાર મુકયો.

રામશંકર ગરીબ-પક્ષ વગરનો હોવાથી તેનો કોઇએ પક્ષ ન કર્યો તેટલે તે જંગલમાં જઈ રહેવા લાગ્યો. જંગલમાં એક પ્રાચીન કાળનું શીવાલય હતું. તે હંમેશાં અપુજ્ય રહેતું તેની પુજા રામશંકર કરવા લાગ્યો. ઘણા લાંબા વખતે શીવજી પ્રગટ થયા અને ઇચ્છીત વરદાન માગવાનું કહ્યું.

રામશંકરઃ-હે દેવાધીદેવ! મહાદેવ આપ પ્રસન્ન થયા હો તો મારી ઉપર આવેલો ગૌહત્યાદોષનો આરોપ નીવારણ કરી મારી જ્ઞાતિમાં મને દાખલ કરાવો.

શીવઃ-હે રામશંકર! તું કાશીનગરમાં પાછો જા. ત્યાં સંત મહાત્મા તુલસીદાસ તારા પાપનું નીવારણ કરી તારી જ્ઞાતિમાં તને દાખલ કરાવશે. એમ કહી શંકર અંતરધ્યાન થઇ ગયા. મહાદેવ પાસેથી મળેલા વરદાન મુજબ

રામશંકર રામ નામનો જાપ જપતો તુલસીદાસની પર્ણ-કુટીમાં ગયો.

રામ ઉપર અત્યંત પ્રીતિ રાખનારા તુલસીદાસ રામનું નામ સાંભળી પર્ણકુટીમાંથી બહાર આવી સહર્ષે રામશંકરને ભેટી પડયા. અને પર્ણકુટીમાં તેડી જઇ તેમનું સ્વાગત કરી ત્યાં આવવાનું કારણ પુછયું. રામશંકરે ગૌહત્યા દોષનું નીવારણ કરવા પ્રાર્થના કરી અથથી ઇતિ સુધી પોતાની હકીકત કહી સંભળાવી. તે સાંભળી તુલસીદાસે કહ્યું :—

હે વિપ્ર ! તમારૂં પાપ કયારનું નાશ પામ્યું છે. પવિત્ર હૃદયથી એકજ વખત જે માણસ સીતાપતિનું સ્મરણ કરે છે તેઓનાં અગણીત પાપો નાશ પામે છે; તમો ઘણા સમયથી રામની ઉપાસના કરતા હોવાથી આપનાં પાપ નાશ પામી ચુકયાં છે એ નીસંદેહ છે, માટે સર્વ પ્રકારની ચીંતા ત્યજી દઈ આપ મારા આશ્રમમાં સુખેથી રહો. તેથી રામશંકર ત્યાં રહેવા લાગ્યા. રામશંકરની જ્ઞાતિના અદેખા લોકોથી રામશંકરને તુલસીદાસે આશ્રય આપ્યો તે ઇર્ષાથી સહન થયું નહિ. તેથી નાતના તમામ આગેવાનો ભેગા થઈ તુલસીદાસની સાથે તકરાર કરવા આવ્યા. તેમને તુલસીદાસે જણાવ્યું હે પુજ્ય વિપ્રો ! રામશંકર રામ નામના પ્રતાપથી નિષ્પાપ થઈ પવિત્ર થયો છે માટે મેં તેને આશ્રય આપેલો

છે. તેમાં તમારે કોઇ જાતનો કલેશ કરવાની જરૂર નથી. પરંતુ મારી આપને વીનંતી છે કે તમારે રામશંકરને નાતમાં દાખલ કરવો. જ્ઞાતિના પટેલોએ દુર જઇ વીચાર કરી રામશંકરને અને તુલસીદાસને કનડવાની યુક્તિ શોધી કહાડી. તેઓએ આવી તુલસીદાસને કહ્યું:—રામશંકર પવિત્ર થયો હોય તો હમોને પ્રતિતિ થાય તેવું કોઇ પ્રમાણ બતાવો.

તુલસીદાસઃ–તમો કહો તે પ્રમાણે બતાવવા તૈયાર છું.

નાતના પટેલઃ—કાશીવિશ્વનાથ મહાદેવનો પત્થરનો પોઠીઓ રામશંકરના હાથમાંથી લેઇને રામશંકરના રાંધેલા લાડવા ખાય તો હમો તેને પવિત્ર ગણી તેને હમારી નાતમાં દાખલ કરીએ. નહિ તો તમારે અને રામશંકરે કાશી નગરનો ત્યાગ કરી ચાલ્યા જવું.

તુલસીદાસે આ શરત કબુલ કરી, નાતના માણસના દેખતાં રામશંકરની પાસે લાડવા બનાવી તુલસીદાસ રામશંકર તથા નાતના માણસો વિશ્વનાથ મહાદેવના મંદીરમાં ગયા. ત્યાં તેમણે લાડવા પોઠીઆથી દુર મુકી મહાદેવની પ્રાર્થના કરવા માંડી.

તુલસીદાસઃ—( રાગ–સવૈયા )

જોગી જટાધર, નાથ સદાશિવ, શંકરને હું યાદ કરૂં;
ભવનીધિ તારક, દુઃખ વિદારક, નાથ સ્વયંભુ ધ્યાન ધરૂં.

ભસ્મ કર્યો રતીનાથ પ્રભુ, તુજ મુર્તિ દીગંબર યાદ કરૂં;
ઉદધિ મંથન ઝેર હળાહળ, પ્રેમથી આપે પાન કર્યું.
હિમગીરી તનયા ઉમયાને, વરવા વેઠ્યું શંભુ દુઃખ ખરૂં;
ગંગા જટા મહિ આપ ધરે, તમને શિવ રોજ પ્રણામ કરૂં.
ધરી ચંદ્ર કલંકિત શિર પરે, વળી જંગલ વાસે ચિત્ત ઠર્યું;
ત્રિલોચનધર દેવ દયામય, તું ચરણે હું પ્રણામ કરૂં.*

હે દયાળુ શંભુ! હે વિશ્વનાથ મહાદેવ! આપ રામ ભકિતનું મહાત્મ ઘણી સારી રીતે જાણો છો, આ રામશંકર બ્રાહ્મણના હાથથી થએલી ગૌહત્યાના પાપનું નીવારણ રામ નામના મહાત્મથી નાશ પામ્યું છે એ વાત સત્ય હોય તો હું આપને પ્રાર્થના કરી કહું છું કે આપ આ પત્થરના પોઠીઆને આજ્ઞા કરો કે તે રામશંકરના હાથથી બનેલા લાડવા પોતાના આસન ઉપરથી ઉઠી પ્રાશન કરી જાય.

તુલસીદાસની વીનંતી સમાપ્ત થતાં તતક્ષણે મહાદેવના નંદીમાં ચૈતન્યનો સંચાર થયો. પોઠીઓ પોતાના આસન ઉપરથી ઉઠી રામશંકરના લાડવા ખાઇ ગયો. અને પોતાના અસલ આસન ઉપર જઈ સ્થિર થઈ ગયો. જ્ઞાતિના આગેવાનોએ કબુલાત આપ્યા મુજબ રામશંકરને પોતાની નાતમાં દાખલ કર્યો.

---

* આ કાવ્ય કાવ્યારવિંદ નામના પુસ્તકમાંથી છાપેલું છે.

# પ્રકરણ ૧૦

## સતીનો સ્વર્ગવાસ

તુલસીદાસ પોતાની પત્નિ પ્રભાદેવીનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. ત્યાર પછી થોડા દીવસ સુધી પ્રભાદેવી પોતાના પીયરમાં રહી. તુલસીદાસ પોતાનો ત્યાગ કરી ચાલી ગયા છે તે વાત અદ્યાપી પર્યંત પ્રભાદેવીથી અજાણુ હતી. તેથી તેણી પોતાને સાસરે ગઇ. ત્યાં પાડોશીને પુછતાં માલુંમ પડયું કે તુલસીદાસ ઘણા દીવસથી બહારગામ ગએલા છે તે હજુ સુધી આવેલા નથી, તેથી પ્રભાદેવી પોતાની ભુલ સમજી શકી. અને પોતાના પતિને શોધવાનો દૃઢ નિશ્ચય કરી તીર્થક્ષેત્રોમાં ફરવા લાગી.

ઘણા દિવસ પછી તુલસીદાસના યશોગાન તેણે સાધુઓની પાસેથી સાંભળ્યાં. અને ઘણી મુશીબત વેઠી. તે કાશી નગરમાં જઇ તુલસીદાસની પર્ણકુટીમાં ગઇ.

આ વખતે સંધ્યા સમય થયેલો હોવાથી તુલસીદાસ ભકતજનોને કથા સંભળાવતા હતા.

### કથા પ્રસંગ

**તુલસીદાસ—( રાગ—ગઝલ )**

શ્રી રામ કહેનેકી મઝા, જીસકી જબાંપે આ ગયા.
જીવનમુકત હો ગયા, ચારો પદારથ પા ગયા—ટેક૦

લુંટી મઝા **પ્રહલાદને,** ઉસ નામકે પ્રતાપસે;
નરસીંગહો દર્શન દીયા, ત્રીલોકમેં જસ છા ગયા—શ્રી રામ.

ઐસી ભીલન **સવરી,** કીસ પ્રેમસેં સુમરન કીયા;
પરમાત્મા ઘર આયકે, ઉસ હાથસે ફલ ખા લીયા—શ્રી રામ.

**વાલ્મીકી** બડા અધમ, ઉસ નામકા સુમરન કીયા;
સત કોટી રામાયન કરકે, પ્રભુ પદારથ પા ગયા—શ્રી રામ.

સબસેં બડા દરજા કીયા, ભકતોંકા ઈસ કલીકાલમેં;
**નરસીંહકી** હુંડી દ્વારીકામેં, શામરા સીકરા દીયા—શ્રી રામ.

છા રહી કીરત બીમલ, રૂતુરાજસી સંસારમેં;
અપ્ર કે માનીંદ **તુલસી,** પ્રેમરસ બર્ષા દીયા—શ્રી રામ.

હે ભકતજનો! ક્ષણુમાત્ર કરેલો સત્‌સંગ જગતના કેવા ભયાનક ઉપદ્રવોનો વિનાશ કરે છે. તે વિષે એક આખ્યાન કહું છું તે શ્રવણુ કરો.

ઘણા કાળ પુર્વે ભગુપુરમાં રતનશાહ નામનો એક વહાણુવટી રહેતો હતો. તે દુર દેશથી ઝવેરાત ખરીદ કરી પોતાને ઘેર આવ્યો. તે દીવસે એકાદશીનું પર્વ હોવાથી તે નર્મદામાં સ્નાન કરી પાસેના શિવાલયનાં દર્શન કરવા ગયો. ત્યાં હરિકથાનું અધ્યયન થતું હતું. રતનશાહ ત્યાં જઈ ઉભો રહ્યો. ગામના ગૃહસ્થ તરીકે તેમની પીછાન સારી હતી. તેથી કથા કરનાર સંતે પુછ્યું—રતનશાહ શેઠ ક્યારે

આવ્યા. બેસો, તેઓ બેઠા એટલે તેમના મિત્રે પુછયું:–શેઠ બેઠા એટલામાં કાંઇ અગત્યનું કામ આવવાથી તેમનો નોકર ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને શેઠ ઉભા થયા, એટલે પાસે બેસનારે પુછયું:–કેમ શેઠ ઉઠયા ? શેઠે તેમને જવાબ આપ્યા સીવાય ચાલવા માંડયું તે જોઇ કોઇએ કહ્યું:–શેઠ ચાલ્યા.

રતનશાહુ ઘેર ગયા.

રાત પડતાં જયારે નીંદ્રાધીન થયા ત્યારે સ્હવારમાં જોએલા કથા પ્રસંગની ઝંખના નીદ્રામાં થવા લાગી. શેઠ આવ્યા–બેઠા–ઉઠયા–અને ચાલ્યા. આ ચાર વાકયો નીદ્રામાં બોલવા લાગ્યા.

તેજ સમયે રતનશાહના ઘરમાં તેઓ જ્યાં સુતા હતા ત્યાં ચાર ચોરો આવી પહોંચ્યા.

રતનશાહુ નીદ્રામાં બોલ્યા—આવ્યા.

ચોરો સમજ્યા કે રતનશાહુ જાગે છે તેથી બેસી ગયા.

રતનશાહુ ફરી બોલ્યા—બેઠા.

ચોરોએ જાણ્યું રતનશાહુ આપણને જાણી ગયા છે એમ સમજી નાસવાના વીચારે ઉભા થયા.

રતનશાહુ નીદ્રામાં ત્રીજીવાર બોલ્યા–ઉઠયા.

ચોરોએ ધીમેધીમે ચાલવા માંડયું.

રતનશાહુ ચોથો શબ્દ બોલ્યા ચાલ્યા.

ચોરો આથી ભયના માર્યા દોટ મુકી નાસી ગયા.

આવી રીતે હે ભક્તજનો! રતનશાહ એક ક્ષણ માત્ર હરી કથા સમીપ ઉભો રહ્યો હતો તેની ઝંખનાથી તેનું સર્વસ્વ ધન બચી ગયું. તો જે મનુષ્યો નીરંતર હરીકથા શ્રવણ કરે, અને સંત સમાગમમાં પ્રીતિ રાખે તેના લાભનું વર્ણન કહેવા કોણ સમર્થ થઇ શકે,

આટલું કહી તુલસીદાસે કથાની સમાપ્તિ કરી સહુ ભક્તજનો પોત પોતાના સ્થળે ચાલ્યા ગયા.

પ્રભાદેવી કથા ચાલતી હોવાથી થોડે દુર બેસી રહી હતી તેણે જન સમુહ ચાલ્યા જવા પછી તુલસીદાસની પાસે જઇ પ્રણામ કર્યા,

પ્રભાદેવીએ કહ્યું:—હે સ્વામીનાથ! મારા અપરાધ ક્ષમા કરી મને શર્ણમાં લઇ તમારી સેવાનો લાભ આપો.

તુલસીદાસ પોતાની સ્ત્રીને ન ઓળખવાથી વીચાર કરવા લાગ્યા-કે વળી આ નવીન કૌતુક ક્યાંથી આવ્યું. તેથી તેમણે કાંઇ જવાબ ન આપવાથી પ્રભાદેવીએ પુનઃ કહ્યું-હે સ્વામીનાથ હું આપની સ્ત્રી પ્રભાદેવી છું-મેં આપને કટુ વચન કહી આપનો મહાન અપરાધ કર્યો છે તે વીસરી જઇ મને આપના ચરણમાં સ્થાન આપો.

તુલસીદાસઃ—હે સાધ્વી! તમોએ મારા ગુરૂનું કાર્ય કરી મને ઉત્તમ મોક્ષનો માર્ગ બતાવેલો

હોવાથી હું તમારો જેટલો ઉપકાર માનુ તેટલો થોડોજ છે. પરંતું હું તમોને અત્રે સ્થાન આપી શકીશ નહી. અહીં તમોને રાખવાથી જગતમાં નીંદાને પાત્ર થવાથી મારી અપકિર્તિ થાય, માટે આશ્રમનો ત્યાગ કરી તમો તમારા પીયર જઈ ત્યાં હરીચીંતવન કરી તમારા આત્માનું કલ્યાણ કરો.

પ્રભાદેવીઃ—સ્ત્રીનો પ્રભુ તેનો પતિજ છે. એમ અપણાં શાસ્ત્રો કહે છે. પુરાણો તેની શાખ પુરે છે વૃંદા, અનુસયા અને નર્મદા વીગેરે સતીઓ તેનાં દૃષ્ટાંતો છે. માટે મને આપની સેવાનો લાભ આપી મારા જન્મનું સાર્થક કરો આપ મારા અત્રી બનો; હું આપની અનસુયા બની આપની સાથે પ્રભુનું ચિંતવન કરીશ, આપ જગતનો ભય બતાવો છો; પરંતુ કંચનને કાટ લાગેલો કદી જોયો કે સાંભળ્યો નથી. આપ શુધ્ધ કંચન સમા હોવાથી આપને અપકીર્તિ રૂપી કાટ લાગવાનો સંભવ નથી.

આવી ઘણી રીતે પ્રભાદેવીએ વીનવણી કરવાથી તુલસીદાસે તેને પોતાની સાથે પ્રભુ ભકિત કરવા રાખી.

તુલસીદાસની સામે આવેલા ગંજેરી અખાડાના સાધુઓએ પોતાના મહંતની વતી વેર લેવાની પ્રતીજ્ઞા કરી હતી. તેમને આ વાતની ( પ્રભાદેવીની ) જાણ થતાં તુલસી-દાસની આખા ગામમાં વાતો કરવા લાગ્યા. અને સર્વને

સમજાવવા લાગ્યા કે તુલસીદાસ સાધુ હોવાનો ઢાંગ કરી ગુપ્તપણે સ્ત્રીઓનું સેવન કરે છે. પ્રથમ તો તેઓની વાત ઉપર કોઇએ લક્ષ આપ્યું નહિ. પરંતુ વાત આખા ગામમાં ચર્ચાવાથી ગામના ગૃહસ્થ માણુસોએ ગુપ્ત રીતે તપાસ કરવાનું નક્કી કર્યું.

આ સમયમાં પ્રભાદેવી મુસાફરીના શ્રમથી પીડીત થઇ માંદી પડી હતી. તેનો મંદવાડ ધીરે ધીરે વધતો ગયો. અને તેનો કાળ સમીપ આવી પહોંચ્યો. અર્થાત પ્રભાદેવી મૃત્યુ પામી. તુલસીદાસે તેના શબને અગ્નિસંસ્કાર કરવા સારૂ તેના શબ ઉપર વસ્ત્ર ઢાંકયું.

આજ સમયે ગામના ગ્રહુસ્થ લોકોને બોલાવી અખાડાના પાખંડી સાધુઓ આવી પહોંચ્યા.

પાખંડી સાધુઓઃ—(તુલસીદાસને) તુમને ફીસકી ઔરતકો ઇધર છુપા રાખી હે ? અભી હમકુ બતાદે. ઇસ કુપડેકો હટા લે.

તુલસીદાસના મનમાં ભયનુ ચિન્હ પણ હતું નહિ. સત્યને કદી આંચ આવતી નથી એમ સમજી તુલસીદાસે શબ ઉપરનુ વસ્ત્ર ખેંચી લીધું, પણ વસ્ત્ર નીચે શબ કે હાડકાં કાંઇ ન હતુ કેવળ સુવાસીક પુષ્પોનો ઢગલો હતો. અને પુષ્પોની વચ્ચે સીતા–રામની પ્રતિમા હતી આથી પરિક્ષા કરવા આવનાર સર્વ મનુષ્યોનાં મુખકમળ કરમાઇ

ગયા, રામ ભક્તિના પ્રભાવથી પ્રભાવતીના આત્માને લઇ જવા માટે ભગવાનનાં પાર્ષદો વિમાન લઇ આવી પહોંચ્યા પુષ્પના ઢગલામાંથી પ્રકાશમય તેજનો એક ગોળો નીકળ્યો. અને તે વીમાનમાં બેસી પ્રભુ ધામમાં પહોંચી ગયો. આવા ચમત્કારથી દાંભીક સાધુઓએ તુલસીદાસની માફી માગી તેમને શરણે આવ્યા.

# પ્રકરણ ૧૧

## સુબો—અને—જાદુગર

એક સમયે એક તાંત્રીક ( મલીન ) વિદ્યાને જાણનાર મલીંન માણસ કાશી નગરમાં પોતાની સ્ત્રી સહીત આવીને રહ્યો. કેટલાક દીવસ વીત્યા પછી તેની સ્ત્રીને લઇને એક દુષ્ટ બ્રાહ્મણ નાસી ગયો. આ વાતની ખબર તેને તાંત્રીકને પ્રભાતમાં જાગ્રત થતાંજ માલુમ પડી તુરત તેણે પોતાની સાધેલી યક્ષણીને બોલાવી અયોધ્યાના સુબાને મંત્ર બળથી તેના પલંગ સાથેજ જકડી મંગાવ્યો* સુબો આ ચમત્કારથી ભયભીત થઇ તાંત્રીક જેમ કહે તેમ કબુલ થતાં તાંત્રીકે સર્વ બ્રાહ્મણોની જનોઇઓ તોડી નાંખી છાતીએ

---

*આ વાર્તા ઉપરથી અનુમાન થાય છે કે તે સમયે અયોધ્યાના તાબાનું કાશીનગર હશે. (પ્રકાશક)

ડામ દેવા હુકમ કર્યો. સુબાએ તે શરત પ્રમાણે પોતાનો છુટકારો મેળવી પોતાના સીપાઇઓ પાસે બ્રાહ્મણોને પકડી કેદ પુરવા લાગ્યો. તુલસીદાસજીને તેમના હિતેચ્છુઓએ નાસી જવા આગ્રહપુર્વક ઘણું સમજાવવા લાગ્યા. તેટલામાં સુબો તથા તાંત્રીક સીપાઇઓ સાથે ત્યાં આવતા દેખાયા તુલસીદાસે હૃદયમાં હનુમંતનું ધ્યાન ધરી બ્રાહ્મણોનું સંકટ નીવારણ કરવા પ્રાર્થના કરી; તુરત તાંત્રીક અને સુબાના પગ જમીન સાથે ચોંટી ગયા. અને કાળરૂપ ધારણ કરી એક ભયંકર માણસ હાથમાં મોટો ચાબુક લઇ દુષ્ટોને માર મારતો ચાલ્યો આવતો નજરે પડયો. સીપાઇઓને માર પડતા તેઓ ભયંકર આર્તનાદથી ચીસો પાડવા લાગ્યા. તે જોઇ સુબાએ તુલસીદાસની માફી માંગી સર્વ બ્રાહ્મણોને કેદમાંથી છોડી મુકવા કબુલાત આપી તેથી કાળપુરૂષ અદૃષ્ય થઇ ગયા. અને સુબાએ કબુલાત મુજબ સર્વ બ્રાહ્મણોને કેદમાંથી છોડી મુકયા. તાંત્રીકને આ કૃત્યથી તુલસીદાસ ઉપર ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો. અને પોતાની સાધેલી યક્ષણીને તુલસીદાસનો નાશ કરવા હુકમ કર્યો. યક્ષણી તુલસીદાસના પ્રભાવથી તેમની સમીપ જતાં વગર અગ્નિએ બળવા લાગી તેથી તાંત્રીક ઉપર ગુસ્સે થઇ પાછી આવી તાંત્રીકનો નાશ કરી પોતાના અસલ સ્થાનકે ચાલી ગઇ.

# પ્રકરણ ૧૨

## તુલસીદાસ કેદખાનામાં

કાશીનગરમાં એક લલ્લુ ભટ્ટ નામનો મહા નાસ્તીક બ્રાહ્મણ રહેતો હતો. કાળ બળથી તેનુ મૃત્યુ થતાં તેના શબને અગ્નિદાહ કરવા લઇ જતા હતા. તેની સાથે તેની પતિવૃતા સ્ત્રી પોતાના પતિના શબની સાથે સતી થવા જતી હતી. રસ્તામાં તુલસીદાસની પર્ણકુટીકામાં આવતાં શબને થોડે દુર રાખી તે તુલસીદાસનાં દર્શન કરવા ગઇ. આ સમયે તુલસીદાસ રામ સેવા કરતા હતા. ત્યાં જઇ સતીએ પ્રણામ કર્યા. તુલસીદાસે તે પતિવૃતાને **અખંડ સૌભાગ્યવતી** એવો આશીર્વાદ આપ્યો. એટલે તે બાઇ મંદમંદ હસવા લાગી. તુલસીદાસે તેનું કારણ પુછતાં બાઇએ જણાવ્યું કે–હે મહાત્મા ! તમારો આશીર્વાદ મીથ્યા છે. કારણ કે મારા પતિ મૃત્યુ પામેલા હોવાથી હું તેમની સાથે સતી થવા જાઉં છું. એટલે મને એવો આશીર્વાદ આપો કે હું મારા પતિ સાથે પ્રભુના ચરણમા વાસ કરૂં.

તુલસીદાસઃ—હે પુત્રી ! મારૂં વચન પ્રભુની કૃપાથી કદી મીથ્યા થશે નહિ. તારા પતિના શબને અહીંઆ લઇ આવો.

તુલસીદાસની આજ્ઞા સાંભળી તે બાઇ પોતાના પતિનું શબ તહીં લઇ આવી. તુલસીદાસે થોડું ચરણામૃત શબના મુખમાં મુકી કહ્યું:—અચ્ચા રામરામ કહો.

એવું કહેતાની સાથેજ તે શબમાં ચેતનનો સંચાર થયો. અને રામરામ કહેતો તુલસીદાસના ચરણમાં નમી પડયો.

ત્યાર પછી તે દંપતિ તુલસીદાસનાં શિષ્ય બની રામચંદ્રની ભકિત કરવા લાગ્યાં.

આ બ્રાહ્મણને સજીવન કરવાથી તુલસીદાસની કિર્તી દિલ્હી સુધી પ્રસરી ગઇ. દિલ્હીના બાદશાહને પણ આ ચમત્કારની વાત માલમ પડી. તેથી તેણે પોતાના સેવકો મોકલી તુલસીદાસને મહાન સન્માન પુર્વક કાશીથી દિલ્હી બોલાવી મંગાવ્યા. અને તેમને સભામાં ઘણા સત્કારપુર્વક પોતાની સમીપ બેસાડીને કહ્યું:—મેં સાંભળ્યું છે કે તમો ઘણી કરામત (જાદુ) જાણો છો તેથી મને કંઇ કરામત બતાવો.

તુલસીદાસ:—હું કાંઇ કરામત જાણતો નથી. ફકત પ્રભુનું નામ સ્મરણ જાણું છું.

બાદશાહ:—ઘણુંજ સારૂં! તો મને તમારો પ્રભુ કયાં છે; કેવો છે તે બતાવો.

તુલસીદાસ:—હે બાદશાહ! જેને હમો પ્રભુ પરમેશ્વર

કહીએ છીએ-તેનેજ તમો ખુદા કહો છો. ખુદા કયાં નથી; એ તમો મને પહેલાં કહો. પછી ખુદા કયાં છે તે હું તમોને બતાવું.

( શએર )

હય ખુદા તુજ પાસ, ઢુંડે તું જંગલમે,
ઢંઢેરા બધા શહેરમાં, લડકા બગલમેં.

પ્રભુ સર્વ સ્થળે વાસ કરીને રહેલો છે. તેને મેળવવાને–જાણવાને, દોલત કામ આવતી નથી. રાજ્યની સત્તાથી તે જોઇ શકાતો નથી. માત્ર તેની બંદગી–ભકિત કરવાથી તે સહેજમાં મેળવી શકાય છે.

બાદશાહઃ–તમારા કહેવાથી હું હમણાંજ બંદગી કરૂં છું. એમ કહી બાદશાહે આકાશ સામુ હાથ જોડી બંદગી–પ્રાર્થના કરવા માંડી.

બાદશાહઃ–યા ખુદા ! પાક પરવરદીગાર ! મેં તુજે યાદ કરતા હું કે તેરા દીદાર મુઝે અભી કે અભી બતાદે.

તુલસીદાસઃ–બાદશાહ ! તમોએ રાજ્ય મદમાં કોઇ દીવસ ખરા પવિત્ર અંતઃકરણથી ખુદાને યાદ કર્યો નથી. ખુદાને યાદ કરવાની રીત જાણતા પણ નથી, માટે રાજ્ય હુંપદનો ત્યાગ કરી ઓલીયાની પાસે જઇ પ્રભુ ભકિતનો માર્ગ શીખો. સત્ય માર્ગ જાણ્યા વીના ખરૂં સત્વ પ્રાપ્ત

થતું નથી-ને વિષે આપને હું એક દૃષ્ટાંત કહું છું તે શ્રવણ કરો.

## દૃષ્ટાંત.

એક વખત જંગલમાં એક સંન્યાસી મહાત્મા રહેતા હતા. સંન્યાસીને પાસેના ગામમાંથી કોઇ ભક્ત ઘી-ગોળ લોટ વીગેરે રસોઇનો સામાન આપી ગયો. તેટલામાં એક અજ્ઞાન ખેડુત જેણે કદી પણ ઘી જોયું ન હતું તેવો ગરીબ માણસ ત્યાં આવી પહોંચ્યો. મહાત્માની પાસે ઘી જોઇ તે તાજુબ થયો. તેથી મહાત્માએ તેને થોડુંક ઘી ખાવા આપ્યું. તે ઘી ઘણું સ્વાદિષ્ટ લાગવાથી તેણે મહાત્માને ઘી કયાં થાય એમ પુછયું. મહાત્માએ કહ્યું-ઘી ભેંસમાંથી થાય; આટલું સાંભળતાંજ તે ખેડુત વધૂ પુછયા જાણ્યા સીવાય બીજે દીવસે એક સારી ભેંસ ખરીદી લાવી તેને બધી બાજુથી ચાટવા લાગ્યો. પરંતુ તે ઘીનો સ્વાદ મેળવી શકયો નહિ. એટલે પાછો મહાત્માની પાસે જઇ કહેવા લાગ્યો કે મે તમારા કહેવાથી બસો રૂપીઆની ભેંસ આણી, તેને ચાટી જોઇ પરંતુ તેમાં ઘીનો સ્વાદ નથી. તેથી મારા રૂપીયા વ્યર્થ ગયા.

મહાત્મા—ઘી ભેંસના આંચળમાં........ ...આટલું કહેતાંજ સંપુર્ણ વાત સાંભળ્યા વીના ખેડુત ત્યાંથી નાઠો,

ઘેર જઈ ભેંસના આંચળમાં જોરથી લોઢાનો સોયો માર્યો. એટલે આંચળમાંથી ધડધડાટ લોહી નીકળવા લાગ્યું. તેને એ અજ્ઞાન માણસ ઘી સમજી ચાટવા લાગ્યો. પણ તેમાં ઘીનો સ્વાદ ક્યાંથી હોય ? એટલે વળી તે મહાત્મા પાસે ગયો. મહાત્માએ તેને ધીરજથી ઘી કયમ બને તે સારી રીતે સમજાવ્યું. મહાત્માની પાસેથી ઘી બનાવાની રીત જાણી તે મુજબ તેણે ઘી ઉત્પન્ન કર્યું. અને તેના સ્વાદથી ખુશી થયો. તેવીજ રીતે આપ હરી ભકિતથી અજાણ છો. એટલે કોઇ સદ્દગુરૂને શરણે જઈ આપ ઈશ્વરનું સ્તવન કરો.

બાદશાહ-અયસી બાતો મત કહો. હમકું કુચ કરામત દીખાઓ. યા ખુદા બતાઓ નહિ તો તુમકું જેલમેં ભેજ દુંગા.

આ સાંભળી તુલસીદાસે મૌન ધારણ કર્યું. એટલે બાદશાહે ગુસ્સે થઇ તેમને જેલમાં મોકલી દીધા. અને સીપાઇઓને હુકમ કર્યો કે-તુલસીદાસ જ્યાં સુધી કરામત બતાવવા કબુલ થાય નહિ ત્યાં સુધી તેમને ખુબ ત્રાસ આપવો.

જેલના જેલર ખાંસાહેબને હિંદુ નામ પ્રત્યે ઘણું વેર હતું. એટલે બાદશાહની આજ્ઞાથી તે ઘણો ખુશી થયો. અને તુલસીદાસને ઘણું કષ્ટ આપવા લાગ્યો.

એક દીવસ તુલસીદાસથી ન દળી શકાય તેટલું અનાજ દળવા આપ્યું. તુલસીદાસે તે અનાજને ઘંટી પાસે મૂકી પ્રભુ પ્રાર્થના કરવા માંડી.

તુલસીદાસ—

ભજન. ( રાગ–દેશ )

મારી લાજ તમારે હાથે હરી નીભાવજોરે;
દીનાનાથ દયાળ દયા, અદભૂત દર્શાવજો રે.
સંકટથી સોસાઉં મોરારી—
લેજો અન્તર્યામી ઉગારી,
હવે ગયો છું હારી–બાપ બચાવજો રે૦ –મારી

કર્મ કઠણ્ મોઠા ગ્રહ બેઠા:—
હાથ પડયા છે હમણાં હેઠા,
પરમેશ્વર કયાં પેઠા–પણ પરખાવજો રે૦ –મારી

અહિતને હિતમાં અણસમજુ—
કૃત્યા કૃત્ય વિષે શું સમજું,
ભજું તજું શું–માધવ માર્ગ બતાવજો રે૦ –મારી

કેશવ હરિ હેતે સંભારૂં—
પ્રભુ ચરણ તમ ચિત્તમાં ધારૂં,
મંગળ કરવા મારૂ–હનુમંત આવજો રે૦ –મારી

તુલસીદાસની પ્રાર્થના પુર્ણ થતાંજ દીલ્હી નગરમાં વાંદરાના ટોળેટોળાં આવી પહોંચ્યાં અને રાજ્ય સેવકોને રંજાડવા લાગ્યા. બાદશાહી મહેલમાં પણ મોટી વાંદર સેના દાખલ થઇ દાસ-દાસીઓ અને બેગમોને ત્રાહુ ત્રાહુ પોકરાત્રા લાગી. બાદશાહને આ આપતિનું મુળ વીચારતાં તુલસીદાસનું કેદખાનું સાંભર્યું. તત્ક્ષણે બાદશાહ જેલમાં પહોંચી ગયા. અને તુલસીદાસને બંધન મુકત કરી તેઓની માફી માંગી. આવેલી વિપત્તી દુર કરવા પ્રાર્થના કરી. તુલસીદાસના હૃદયમાં કોઇપણ જાતનો દ્વેશ ન હોવાથી તેમણે બાદશાહની વીનવણી માન્ય કરી હૃદયમાં રામચંદ્રનું ધ્યાન ધરી વાંદર સેનાને સંકેલવા પ્રાર્થના કરતા વાંદર સેના ધીરે ધીરે અદ્રશ્ય થતાં દીલ્હીમાં પ્રથમની માફક શાન્તિનો ફેલાવો થયો.

આ ચમત્કારથી તુલસીદાસની કીર્તિમાં ઘણો વધારો થયો.

# પ્રકરણ ૧૩.

## રામ કથાનું મહાત્મ.

મહાત્મા દિલ્હીથી ફરતા ફરતા વંદ્રાવન જઇ પહોંચ્યા. ત્યાં રામચંદ્રનાં દર્શન કરવા સારૂ રામચંદ્રના મંદીરની ઘણી શોધ. કરી. પરંતુ ત્યાં એક પણ રામ મંદિર નહિ હોવાથી

